10૫૫૬

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા – ૪

# ભગવાન મહાવીરના દશ ઉપાસકો

['ઉવાસગદસાઓ']

અનુવાદક

અધ્યાપક બેચરદાસ દોશી

"હે આર્યો ! ઘરમાં વસતા આ શ્રમણોપાસકો પોતાના વ્રતના પાલનમાં દેવ મનુષ્ય પશુ વગેરેએ કરેલાં વિઘ્નો સમભાવે સહન કરે છે, અને ચળાયમાન થતા નથી, તો તમારે શ્રમણનિર્ગ્રંથોએ તો પોતાના આચારોને સુરક્ષિત રાખવા માટે બરાબર તૈયાર રહેવું જોઈએ " [૨/૧૧૯]

પ્રકાશક તરફથી ભેટ



ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# સંપાદકીય નિવેદન

'શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા'માં જૈન આગમગ્રંથોનો ગુજરાતી સરળ ભાવાનુવાદ પ્રસિદ્ધ કરવાનું ઠરાવવામાં આવ્યા પછી, એ યોજના મુજબ 'જ્ઞાતાધર્મકથાસૂત્ર'નો અનુવાદ 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' એ નામે પ્રસિદ્ધ થયો. ત્યારબાદ 'ઉપાસકદસા' સૂત્રનો તેવો જ અનુવાદ 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો' એ નામે તૈયાર થતાં, તેનું છાપકામ હાથ ઉપર લેવાયું. પરંતુ તે પ્રસિદ્ધ થઈ શકે ત્યાર પહેલાં ગૂજરાત વિદ્યાપીઠ ઉપર તે વખતની આઝાદીની લડતના ધમસાણમાં સુલતાનીના ઓળા ઊતર્યા, અને છાપખાનામાં પડેલાં પુસ્તકનાં ફરમાં સમેટી તેમને પ્રસિદ્ધ કરવાનું કામ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયને સોંપી દેવામાં આવ્યું. એ પુસ્તક એ પ્રમાણે એક રીતે મોટા ભાગના વાચકવર્ગના લક્ષની બહાર જ રહી ગયું જોકે, એ પહેલી આવૃત્તિની બધી નકલો તો થોડા જ વખતમાં ઊપડી ગઈ હતી.

લગભગ સત્તર-અઢાર વર્ષે હવે મધુ થાળે પડ્યા બાદ, એ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરીને તેને નવેસર ગુજરાતના બહોળા વાચકવર્ગની સન્મુખ લાવવાનો વિચાર તાજો થયો. પરંતુ આ વખતે તેને ફરીથી છપાવતા પહેલાં, તેની અનેકવિધ ઉપયોગિતા લક્ષમાં રાખીને, તથા આ ગાળામાં ત્યારબાદ બહાર પડેલા બીજા અનુવાદોની અપેક્ષાએ તેને ફરીવાર નજર તળે કાઢી જવું યોગ્ય માન્યું. એ પ્રમાણે પંડિત બેચરદાસજીવાળા પ્રમાણભૂત અનુવાદને પાયામાં રાખી, મૂળ સૂત્રમાંથી જે કાંઈ વધુ ઉમેરણ અનુવાદમાં ઉમેરી લેવું ઠીક માન્યું, તે

આમા સામેલ કરી લીધુ છે. અનુવાદમાના કેટલાક શબ્દો મારેના મૂળ પ્રાકૃત શબ્દો ગુજરાતી અભ્યાસીને સરખામણી માટે ઉપયોગી માની, પાન હેઠળની ટીપોમા છૂટથી આપવામા આવ્યા છે, તથા મૂળ સૂત્રમા જ્યા, 'ભેગી થયેલી મોટી પરિષદને ભગવાને ધર્મકથા કહી' એટલું જ કહીને પતાવ્યુ છે, તથા જે ધર્મકથા સાભળીને જ ગૃહસ્થ વગેરે શ્રોતાઓ ભગવાન મહાવીર પાસેથી જૈન માર્ગ પ્રમાણે વ્રતો સ્વીકારવા તૈયાર થયા કહેવાય, ત્યા તે ધર્મકથાવાળો ભાગ બીજા જૈન સૂત્રોમાથી ઉતારી લીધો છે. એમ કરવાથી તે તે આખ્યાનની કથા સપૂર્ણ, વધુ રસિક તથા લાભદાયક બની છે, એમ માન્યુ છે 'જ્ઞાતાધર્મકથાસૂત્ર'ના અનુવાદ વખતે પંડિતજીએ એ પદ્ધતિ અખત્યાર કરી જ હતી.

આ બધા વિસ્તૃત ઉમેરા થવાથી પહેલી આવૃત્તિનો અનુવાદ-ભાગ તો ઓળખી ન શકાય તેટલો ઢકાઈ ગયો છે. છતા એ બધા નવા ઉમેરાઓનો સાબૂત પાયો તો પડિતજીનો એ મૂળ અનુવાદ જ છે પહેલી આવૃત્તિ વખતે પડિતજીએ અમુક શબ્દો અને વિગતો વિષે અભ્યાસપૂર્ણ માહિતીવાળા ટિપ્પણો લખ્યા હતા. આ આવૃત્તિમા તેમાનો મોટો ભાગ દરેક પાન નીચે ટીપ તરીકે સાથે જ મૂકી આપ્યો છે, જેથી પુસ્તકને અંતે સામગ્રી આપેલી એ બધી માહિતી, સામાન્ય રીતે બને છે તેમ, વાચકના લક્ષ બહાર રહી ન જાય તોપણ, પાન નીચે ટીપ તરીકે ન મૂકી શકાય તેવી કેટલીક આનુષગિક માહિતી પુસ્તકને અતે જ ટિપ્પણ તરીકે રાખવી પડી છે.

આજીવિક સપ્રદાયના આચાર્ય મખલિપુત્ત ગોશાલ સબધે આ સૂત્રમા એકેક કથામા ઠીક ઠીક ઉલ્લેખ આવ્યો કહેવાય. ભગવાન મહાવીર અને બુદ્ધનો સમકાલીન એ આચાર્ય એ બને સાથે ઠીકઠીક અથડામણમા આવ્યો લાગે છે; અને ભગવાન મહાવીર સાથે તો તેને છેવટે જીવલેણ તકરાર જ થઈ હતી. આ બધી બાબત ધ્યાનમા લઈ, ગોશાલક વિષેની માહિતી મળે ત્યાથી એકઠી

કરીને આ પુસ્તકને અંતે પરિશિષ્ટ તરીકે આપી છે. વાચકને એ માહિતી આજીવિક સંપ્રદાય અને તેના આચાર્ય વિષે કંઈક જાણકારી મેળવવામાં ઉપયોગી થશે એવી આશા છે.

જૈન ધર્મના અનુયાયીઓની ઠીક ઠીક સંખ્યા આજે પણ ગુજરાતમાં મોજુદ છે. તથા ગુજરાતનું સામાજિક અને ધાર્મિક જીવન ઘડવામાં ભૂતકાળથી તે વર્ગે ઠીક ઠીક ભાગ લીધો છે. તે ધર્મના ગૃહસ્થ ઉપાસકોના જીવનચરિત્રની આ પ્રાચીન કથાઓ અનેક રીતે સૌ ગુજરાતી વાચકોને ઉપયોગી તથા રસિક નીવડે તેવી છે અને તે રીતે આ પુસ્તકનું મહત્ત્વ સવિશેષ છે. પંડિત બેચરદાસજીએ પોતાના નિવેદનમાં તથા કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની કથાઓ વિષે લખેલા વિસ્તૃત ઉપોદ્ઘાત ("સત્પુરુષધર્મ")માં એ બધી બાબતો અંગે ઠીક ઠીક નિરૂપણ કર્યું છે. વાચકને એ બધું જોવા જવા ભલામણ છે.

ગોપાલદાસ જીવાભાઈ પટેલ

## અનુવાદકનું નિવેદન

[ પહેલી આવૃત્તિ વખતનું ]

આર્યસંસ્કૃતિના સાહિત્યમાં સંયમધર્મ તરફ વળતા અને તેને વરેલાં એવાં મનુષ્યોનાં ચરિત્રોની રૂપરેખા જાળવી રાખવાની પ્રથા સનાતન જેવી છે. ઉપનિષદો, મહાભારત અને પુરાણગ્રંથોમાં આવાં અનેક ચરિત્રો આપણને વાંચવા મળે છે. "બૌદ્ધસંઘનો પરિચય" માં બુદ્ધભગવાનના અનુયાયી મહાશ્રાવકો (ભિક્ષુઓ), મહાશ્રાવિકાઓ (ભિક્ષુણીઓ) અને ઉપાસકો (ગૃહસ્થો) તથા ઉપાસિકાઓનાં ચરિત્રો મૂળગ્રંથોમાંથી લઈને વર્ણવેલાં છે. જૈનધર્મના મૂળભૂત સાહિત્યમાંના આ સાતમા અંગમાં ભગવાન મહાવીરના દશ ઉપાસકોના ગૃહસ્થાશ્રમની આછી રૂપરેખા બતાવવામાં આવી છે. તેમાં મુખ્યત્વે તેઓનું સંયમ તરફનું વલણ બતાવવાનો જ સૂત્રકારનો ઉદ્દેશ છે.

આચાર્ય હેમચંદ્ર લખે છે કે ભગવાન મહાવીરનો શ્રાવકપરિવાર એક લાખ ઓગણસાઠ હજાર શ્રાવકોનો હતો અને શ્રાવિકાપરિવાર ત્રણ લાખ અઢાર હજાર શ્રાવિકાઓનો હતો. એ બધામાંથી આપણી સામે માત્ર દશ ઉપાસકોનો જ વૃત્તાંત રજૂ કરવામાં આવ્યો છે. એથી એમ કલ્પી શકાય કે એક લાખ કરતાં વધારે શ્રાવકોમાં કેવળ નમૂના તરીકે જ આ દશ શ્રાવકો સૂત્રમાં લીધા હોય.

બૌદ્ધધર્મના પિટક સાહિત્યમાં ઉપાસિકાઓનાં ચરિત્રો પણ જળવાયાં છે. ત્યારે જૈન અંગસૂત્રોમાં ચરિત્ર બતાવવાની દૃષ્ટિએ ઉપાસકો જ વર્ણવ્યા છે અને તે પણ આટલા જ.

તમામ વર્ણ કે જાતિના સ્ત્રી અને પુરુષને સમાનભાવે જોનાર, અને સમાન સ્થિતિના અધિકારી ગણનાર ભગવાન મહાવીરના મુખમાં મુકાયેલા આ સૂત્રમાં સદ્દાલપુત્ર કુંભારની હકીકત આવે એમાં નવાઈ નથી. પણ એક પણ ઉપાસિકાનું સ્વતંત્ર વર્ણન નથી એ શું આશ્ચર્ય ઉપજાવે એવું નથી?

આ સૂત્રમાં કયી કયી હકીકતો આવે છે એની ઠીકઠીક નોંધ ચોથા અંગ સમવાયસૂત્રમાં અને શ્રુત (શાસ્ત્ર) ગ્રંથનો પરિચય આપનારા નંદીસૂત્રમાં પણ મળે છે (જુઓ આ પુસ્તકને અંતે ટિ. ૧) તે ઉપરથી પણ ઉપાસિકાઓ વિષે કશો જ નિર્દેશ આ સૂત્રમાં નથી એમ સ્પષ્ટ જણાય છે.

પણ ટીકાકારો કહે છે કે આ સૂત્રમાં ૧૧ લાખ અને ૫૨ હજાર પદો છે. ૧૦ પદોનો એક અનુષ્ટુપ શ્લોક ગણીએ તો આ સૂત્રમાં બધા મળીને લાખ શ્લોક તો થાય જ, પણ અત્યારે તો આપણી સામે આ સૂત્ર માત્ર ૮૧૨ શ્લોક પ્રમાણ જ છે. સંભવ છે કે સ્ત્રીજાતિ તરફની ઉપેક્ષાના સમયની અસરે આપણને કદાચ ભગવાન મહાવીરની ઉપાસિકાઓના વર્ણનથી વંચિત રાખ્યા હોય

આચાર્ય સિદ્ધસેન દિવાકર ('સન્મતિ પ્રકરણ'માં) કહે છે કે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, પર્યાય, દેશ, સંયોગ અને ભેદ એ બધું[૧] લક્ષમાં રાખીને તત્ત્વની વિચારણા, પ્રરૂપણા કે આચારની યોજના કરવી. આ રીતે આ સૂત્રને સમજવાની દૃષ્ટિ આપણા આધુનિક કેળવણીના

આચાર્યશ્રીની પ્રસ્તાવનામાથી વાચકો સુલભ રીતે મેળવી શકશે તથા પરધર્મીનો પરિચય સરખો ન કરવાના બધા ધર્મોના સાકડા આદેશનો ખરો અર્થ પણ સમજી શકશે.

જેઓ સમભાવને ચાહનારા અને પોસનારા છે, તેઓને આ અનુવાદના ટિપ્પણોમાથી વૈદિક જૈન અને બાદ્ધ સસ્કૃતિની એક વાક્યતા જડચા વિના રહેવાની નથી

વૈદિક ગૃહ્યસૂત્રો જુઓ, વિનયપિટક જુઓ કે આ ઉપાસગ દસાઓ જુઓ, તો તે ત્રણેમા ગૃહસ્થ ઉપાસકોની અહિંસા અને સયમને છાજે તેવી રહેણીકરણી બતાવેલી છે

છતા, જ્યા સુધી તે તે સ્મૃતિઓ કે સૂત્રોને અનુસરનારા એવુ જીવન જીવવા પ્રયત્ન ન કરે, ત્યા સુધી તેઓ એ સૂત્રોની પણ ફજેતી જ કરે છે એમ કહેવામા શુ ખોટું છે? વૈદિક ધર્મમા બતાવેલી જીવનચર્યા માત્ર શુષ્ક ક્રિયાકાડમા ફેરવાઈ ગઈ ત્યારે તેનો પુનરુદ્ધાર કરવા જૈનસૂત્રોએ અને બૌદ્ધ પિટકોએ પ્રયત્ન કર્યો હવે જ્યારે જૈનસૂત્રો અને પિટકોને અનુસરનારાઓએ તે તે પોતાના માનેના શાસ્ત્રોને દાદ ન દીધી, ત્યારે આ રાષ્ટ્રીય યુગના સૂત્રધારો માનવની નબળાઈ કાઢવા મથી રહ્યા છે. એમ અહિંસામૂલક બધા શાસ્ત્રો, સૂત્રકારો કે યુગપ્રવર્તકો अभ्युत्थानमधर्मस्य तदात्मान सृजाम्यहम् આ ગીતાના ન્યાયે આવ્યા જ કરે છે.

આ ઉપરથી સહજમા સમજાશે કે, વૈદિક, જૈન કે બૌદ્ધ સસ્કૃતિ એક બીજીની કેટલી બધી પોષક છે તથા તેઓ પરસ્પર ભાગીદારીમા ચાલી આવતી પેઢીઓની જેમ કેવુ અતિઉપયોગી કામ પછીની પેઢીઓ માટે કરતી આવી છે

સર્વધર્મસમભાવના તત્ત્વ જેવુ બીજુ કોઈ તત્ત્વ ચિત્તશુદ્ધિનું પોષક નથી. આ ગ્રંથમાળાના મણકા એ તત્ત્વની વૃદ્ધિને માટે પ્રજાને ઉપયોગમા આવે એ ઇષ્ટતમ છે.

અનુવાદની શૈલી 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' જેવી રાખવી જ. ઉપયોગી ટિપ્પણો અને શબ્દકોશ પણ પાછળ ઉમેરવામાં આવ્યા છે. અનુવાદમાં કેટલાક શબ્દો અર્થની શુદ્ધ સમજણને માટે મૂળ જેવા જ રાખવા પડ્યા છે પણ તેમનો કોશનો ખુલાસો વાચકો કોશમાંથી મેળવી લેશે.

આ ગ્રંથમાળાના મણકાઓ તૈયાર કરવામાં શ્રી. ગોપાળદાસભાઈનો સહકાર મારે માટે ખાસ સ્મરણીય છે.

શ્રીમાન કાકાસાહેબની લખેલી પ્રસ્તાવનાને સમજવા તરફ ગંભીર વાચકોનું ખાસ ધ્યાન ખેંચું છું.

બેચરદાસ દોશી

## અર્પણ

ભગવાન મહાવીરના અનન્ય ઉપાસક
સદ્‌ગત શ્રીમાન કવિશ્રી રાયચંદભાઈને

સેવક
બેચરદાસ

## "સત્પુરુષધર્મ"

### ૧

આ ગ્રંથમાં ભગવાન મહાવીરના દસ ઉપાસકોની અવસ્થા વિષે કેવળ ટૂંકી નોંધો છે. આ દસેદસ ઉપાસકો સંપત્તિશાળી અને વ્યવહારકુશળ ગૃહપતિઓ છે એમણે પોતાની સંપત્તિનો પ્રમાણસર વિભાગ કર્યો છે, કારણ પ્રસંગે કામ આવે એટલા માટે અમુક સંપત્તિ સ્થાયી નિધિ તરીકે અલગ રાખી છે, અમુક બીજા વેપારીઓને અથવા ગરજુ લોકોને મૂડી તરીકે ધીરેલી છે, અને અમુક પોતાના વેપાર માટે તેમ જ નિત્યખર્ચ માટે રાખેલી છે. ગામડાનું મુખ્ય ધન જે ગાયો તે એમની પાસે હજારોની સંખ્યામાં છે. એક જણ પાસે તો પાંચસો પેઢો (બજારો) છે. આ ઉપાસકો અનેક વેપારીઓને અને વણજારાઓને ઉત્તમ સલાહ આપે છે. કુટુંબી જનો એમની સલાહ લઈ એમને પૂછીને પોતાનાં કાર્યો કરે છે. વિવિધ પ્રવૃત્તિઓ કેમ વધારવી એ બરાબર જાણતા કરતા હોવાથી આખો સમાજ જાણે એમના ઉપર આધાર રાખીને ચાલતો હોય એવી રીતે સમાજમાં એમને પ્રતિષ્ઠિત સ્થાન છે. સામાન્ય રીતે એમનો ગૃહસ્થાશ્રમ પણ સુખેથી ચાલે છે. પ્રવૃત્તિથી થાકી જાય એટલે પોતાના હાથ તળે તૈયાર થયેલા પોતાના દીકરાઓને બધો વહેવાર સોંપી નિવૃત્ત થવાની એમની તૈયારી હોય છે. આ દસ જણમાંથી નવ જણને એક એક પત્ની છે. એક જ એવો છે કે જેને રેવતી આદિ તેર સ્ત્રીઓ છે.

આપણે જેને સુખી સમાજ કહીએ છીએ એવા સમાજનું આ ચિત્ર છે આ બધા વૈશ્યો સમાજસેવા કરીને જ પ્રતિષ્ઠિત થયેલા છે. એમને આત્મિક કલ્યાણની તરસ લાગવાથી તેઓ તત્ત્વજ્ઞાન ખોળે

છે અને કોઈ પણ એક જીવનસિદ્ધાંત ગળે ઊતરે કે એ પ્રમાણે જીવન ગાળવાનો એમનો આગ્રહ પણ દેખાઈ આવે છે શક્તિશાળી, દૃઢ નિશ્ચયી, ઉતાવળા એમ અનેક પ્રકારના ઉપાસકો ભગવાનના અંતેવાસી થઈ દીક્ષા ગ્રહણ કરે છે આ વ્યવહારકુશળ ઉપાસકોને પોતાની શક્તિ અશક્તિનો પૂરતો ખ્યાલ છે. વિનાશી જીવન એકદમ શી રીતે છૂટે? એટલે ધર્મની સમજ થયા છતાં, તેઓ પરમ આદર્શ ધ્યાનમાં રાખી પોતાની શક્તિ પ્રમાણે સૌમ્ય વ્રતો લઈ ધીમે ધીમે આગળ વધે છે જેઓ ઉતાવળે ગૃહત્યાગ કરે છે તેમને ભાગે પસ્તાવાનું, ચિંતાનું, પાછા પડવાનું કે વિકૃત જીવન ગાળવાનું આવે છે. એવાઓના દાખલા 'ધર્મકથાઓ'માં આપણે જોયા છે આ કુશળ વૈશ્યો એવી ભૂલ કરતા નથી સમજણમાં સહેજ ભૂલ થાય, કોકના ઉપર જરાક ક્રોધ થઈ જાય તો તેઓ તરત એનું પ્રાયશ્ચિત્ત કરી સાફ થઈ જાય છે અને આગળ વધે છે એમની આ યથાક્રમ પ્રગતિ જોઈ ભગવાન મહાવીર પણ સંતુષ્ટ થાય છે અને પોતાના સંન્યાસી નિર્ગ્રંથોને આ વૈશ્યોના જીવન ઉપરથી બોધ લેવાનું સૂચવે છે અને એ શ્રમણનિર્ગ્રંથો પણ આ ઉપાસકોની પ્રગતિ જોઈ નમ્રપણે જિનથી ભગવાનની શિખામણ સ્વીકારે છે લીધેલી દીક્ષા યોગ્ય રીતે પાળવાની શક્તિ હવે શરીરમાં રહી નથી એવો અનુભવ થાય, એટલે 'સંયમધર્મ પાળવો શક્ય હોય ત્યાં સુધી જ શરીર ટકાવાય' એ બોધ સાચો કરવા તેઓ શરીરનો લોભ ન રાખતાં આહાર તદ્દન બંધ કરીને સ્વેચ્છાએ મૃત્યુને ભેટે છે અને આ રીતે મરણાંત સુધી સ્મૃતિયુક્ત અને સમાધિપરાયણ રહે છે મરણ આવીને ઝડપી જાય એવી દયામણી સ્થિતિમાં તેઓ રહેવા નથી માગતા માણસની પ્રતિજ્ઞા એમાં જ રહેલી છે કે સમય સમજી એ પોતાની મેળે પોતાનું મરણ નક્કી કરે અને તેને અમલમાં મૂકે

પુરાણોના દેવોની પેઠે જૈન શાસ્ત્રોના દેવો પણ તપસ્યાના બીકણ હોય છે કોઈ ઉગ્ર તપસ્યા કરે તો એને એમાંથી ચળાવી નીચે

પાડવાનો પ્રયત્ન ન કરે તો એ દેવો શાના? આપણા આ ઉપાસકોને ચળાવવા માટે પણ દેવો આવ્યા માણસ નિર્વાણની ઇચ્છા રાખે, મોક્ષનો પિપાસુ હોય તો દેવોને મન એ અધમાધમ લક્ષણવાળો છે પોતાની માયા વડે દેવો એની આગળ એના પુત્રના કકડા કરી બતાવે અને એ કકડા રાંધીને એના શરીર પર લોહી માંસના છાંટા ઉડાડે

ઉપાસકો ગમે તેટલા નિર્ભય હોય તોય આખરે માણસ ખરા દીકરાના કકડા જોઈને પણ જે ચલાયમાન ન થયો તે પોતાની માતાના વધની બીક બતાવતાવેત સામે થવા તૈયાર થયો બીજો એક શરીરમા સોળ રોગ ઉત્પન્ન કરવાની બીક બતાવતા અસ્વસ્થ થયો ત્રીજો ધનને કારણે ચોથો સ્ત્રીને કારણે વળી એક જણે અતિમ ઘડીએ ક્રોધ કરીને પોતાની સ્ત્રીને શાપ આપ્યો અને થોડુ ક તપ ખોયુ પણ જ્યારે ભગવાને કહ્યુ કે અતિમ સલેખનાને સ્વીકારીને રહેતા શ્રમણોપાસકે કોઈને સાચુ હોય તો પણ અનિષ્ટ અને અપ્રિય વચનોથી કાંઈ કહેવુ ન ઘટે, ત્યારે એણે તરત પ્રાયશ્ચિત્ત કર્યુ

સાધારણ રીતે શિષ્યો ગુરુની કહી વાત કેવળ શ્રદ્ધાથી જ ગ્રહણ કરે છે ગુરુનુ મ્હ્યુ સાચુ હોવુ જ જોઈએ એ જાતની આસ્તિક બુદ્ધિ હોવાથી એ વાત સ્વીકારતા એમને મુશ્કેલી નથી નડતી પરિણામે એમને આવી વસ્તુ દાખલા દલીલથી સિદ્ધ કરતા નથી આવડતી પછી સામા પક્ષની દલીલ તોડવાની તો વાત જ શી તેથી જ્યારે ગૃહપતિ કુડકોલિક ગોશાલ પક્ષના એક દેવને નિરુત્તર કરી શક્યો, ત્યારે ભગવાને એના ખાસ વખાણ કર્યાં

ભગવાન બુદ્ધ તથા મહાવીરના કાળમા ખાસ કે જેસર અનેક ધર્મોપદેશકો ફરતા હોવાનો ઉલ્લેખ છે જેમ વેપારીઓ ધન મેળવવાનો પ્રયત્ન કરે રાજાઓ રાજ્ય મેળવવાનો પ્રયત્ન કરે અથવા ગયેલુ રાજ્ય પાછુ મેળવવા મથે તેમ તે વખતે ધર્મોપદેશકો અને ધર્મ સસ્થાપકો શિષ્યો મેળવવા સાચવવા અને ગયેલાઓને પાછા વાળવા ઇંતેજાર રહેતા સદ્દાલપુત્રની વાતમા સદ્દાલપુત્રને પ્રથમ મખલિપુત્ર

ગોશાનને શિષ્ય બનાવ્યો છે ત્યા એક દેવ (આ દેવ સારો લાગે છે) એને ભગવાન મહાવીરને શરણે જવાનું સૂચવે છે ભગવાને એની સાથે ચર્ચા કરતા જે ચાતુયભરી દલીલો કરી છે, તે મહાવીરની વાદકુશળતા બતાવે છે નિયતિવાદ તમામ પુરુષાર્થને કેમ હણે છે, જવાબદારીનો નાશ કેમ કરે છે, એ એમણે ત્યા ટૂંકામા બતાવ્યું છે

આ વાણિયા વેપારીઓ મહાવીર પાસેથી ઉદ્ધારનો રસ્તો મેળવ્યા પછી કૃતજ્ઞતાથી મહાવીરને જે વિશેષણો લગાવે છે તે પણ વૈશ્ય જીવનને અનુરૂપ જ છે મહાવીર મહાગોપ છે, કેમકે સસાર અરણ્યમા ભમતા જીવોનુ તે રક્ષણ કરનાર છે તે મહાસાર્થવાહ પણ છે કેમકે તે જીવોનું ધર્મરૂપ પથ વડે રક્ષણ કરી તેમને નિર્વાણ રૂપ મહાનગરમા પહોચાડનાર છે તે મહાધર્મકથી પણ છે, કેમકે સન્માર્ગથી ભ્રષ્ટ થયેલા અને અમત્યથી પરાજિત થયેલા જીવોને ઘણી સમજૂતી અને બોધ આપીને સસારકાનારથી પાર ઉતારનાર છે તે મહાનિર્યામક છે, કેમકે તે સસારરૂપ મહાસમુદ્રમા નાશ પામતા વિનાશ પામતા ડૂબતા અને ગળકા ખાતા જીવોને ધમરૂપ નાવ દ્વારા પાર ઉતારીને નિર્વાણને કાઠે પહોચાડનાર છે આ બધા વિશેષણો વૈશ્ય જીવન સાથે સબધ ધરાવે છે મહાવીરના ધર્મોપદેશની સિદ્ધિ આ વિશેષણો મારફતે વિશેષ રીતે વ્યક્ત થાય છે આવા શ્રદ્ધાવાન ગૃહપતિઓ પોતાની સ્ત્રીઓને પણ એટલી જ છૂટ આપે છે ભગવાન મહાવીરનો ઉપદેશ ગળે ઊતરે કે તરત પોતાની પત્નીઓને એ જ ઉપદેશ સ્વતત્ર રીતે સાભળવા મોકલી દે છે જેથી તેઓ જે કાઈ દીક્ષા લેવી હોય તે સ્વેચ્છાએ લે અને જ્ઞાન પોતાની મર્યાદા જાતે ત્યા બાંધી જાય

આના સુંદર જ્ઞાનાસ્ગણુમા ગૃહસ્થ ઉપાસકોએ કેવા કેવા વ્રતો લેવા જોઈએ, કઈ રીતે જીવન ગાળવુ જોઈએ, ઓછામા ઓછો ધર્મનો કેટલો ભાગ એમણે પાળવો જ જોઈએ, અને કઈ ઢબે

આગળ વધવાથી સપૂર્ણ ધર્મનુ પાલન થઈ શકે, તે બધુ આ નોધસંગ્રહમા બતાવવામા આવ્યુ છે.

જૈન ધર્મ જેવો ઉત્કટ ધર્મ – મોક્ષધર્મ – એકાએક આચરણુમા ન જ મુકાય, એટલે એની સૌમ્ય આવૃત્તિઓ તૈયાર કર્યા વિના ચાલે જ નહિ તેથી શિષ્યોને ચડાવવામા અત્યત કુશળ એના માનસશાસ્ત્રી મહાવીરે તેમને ચડવાના માર્ગ અને ક્રમ સુદર રીતે ગોઠવી આપ્યા છે.

જ્ઞાનમાત્ર સાપેક્ષ છે, માણુસનો અનુભવ એકાગી હોય છે, એમ કહેનાર જૈન ધર્મ કોઈ પણુ સપ્રદાયનો આત્યતિક વિરોધ તો ન જ કરી શકે તત્ત્વજ્ઞાનનું રત્ન અનેક પાસાઓવાળુ છે લોકો એકેક પાસાનો આગ્રહ રાખી બીજા પાસાઓની નિંદા કરે છે ખરુ જોતા દરેક પાસાને જુદી જુદી બાજુએથી જોઈએ ત્યારે જ સમગ્ર રત્નનો કઈક ખ્યાલ આવી શકએ. જૈન ધર્મને જેમ આપણે અનેકાન્તવાદ કહીએ છીએ તેમ એને સમન્વયવાદ પણુ કહી શકીએ. દષ્ટિસમન્વય અને તાત્વિક ભેદોની એકવાક્યતા એ જ જૈન તત્ત્વજ્ઞાનનો પ્રધાન સૂર છે આ ગ્રથમા જ્યારે પરપાખડની પ્રસશા કરવાનો નિષેધ કર્યો છે[1], ત્યારે એનો અર્થ એટલો જ થાય છે કે, એક વાર તાવીને તપાસીને એક માર્ગ ગ્રહણુ કર્યો, એટલે રોજ રોજ નવા નવાના લોભમા નવા નવા માર્ગો સ્વીકાર કરવા એમનુ નહિ અન્ય સપ્રદાયોમા રહીને પણુ માણુસ મોક્ષ મેળવી શકે છે એવી જૈન વૃત્તિ નીચલા શાસ્ત્રવાક્યમા સુદર રીતે આવી ગયેલી છે.

सेयवरो य आसवरो य बुद्धो वा तह य अन्नो वा।
समभावभाविअप्पा लहइ मुक्ख न सदेहो॥

'શ્વેતાબર હોય, દિગબર હોય, બાદ્ધ હોય કે અન્ય કોઈ હોય પણ જેનો આત્મા સમભાવથી વાસિત છે તે મોક્ષ મેળવે છે એમા સદેહ નથી.'

ચ.

1. જુઓ પાન ૩૩

ઇતિહાસસંશોધકોને આ પ્રાચીન વાર્તાઓમાંથી જૂના કાળની સામાજિક સ્થિતિ વિષે કેટલીક માહિતી અવશ્ય મળી શકે છે. ગૃહપતિ મહાશતકની પત્ની રેવતી "અમાઘાત"[1] નો ઘોષ થયા પછી પણ રોજ બે બે ગાયના વાછરડા મારીને ખાવા માગે છે; ગૃહપતિઓ માતા કે સ્ત્રીના વધના પ્રમાણમાં પોતાના પુત્રોના વધ વિષે ઓછી અસ્વસ્થતા રાખે છે, પત્ની પોતાની શોકયને વિષપ્રયોગ કરવાની પણ તૈયારી રાખે છે. આવી આવી કેટલીયે બીનાઓ સામાજિક ઇતિહાસની દૃષ્ટિએ ભેગી કરી શકાય.

પહેલી જ વાર્તામાં ગૃહપતિ આનંદ રહેણીકરણીમાં જે સંયમના નિયમો લે છે, તે ઉપરથી પણ સમૃદ્ધ અને સમર્થ ગૃહસ્થાશ્રમીઓ શું ખાતા શું પીતા ઇત્યાદિ કેટલીયે માહિતી આવી જાય છે. એ ગૃહપતિએ પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવામાં પણ પોતાનું રસિયાપણું છોડ્યું છે એમ લાગતું નથી સારામાં સારી એક વસ્તુ રાખીને બાકીની વસ્તુ એણે છોડી દીધી છે. પોતપોતાના સંપ્રદાયમાં શિષ્યોને ખેંચવાની અબળખા જ્યારે સાધુઓમાં આવે છે, ત્યારે એની સામે બચાવ તરીકે ભિન્ન ધર્મીઓનું હું સાભળીશ નહિ, એમનો સત્કાર કરીશ નહિ, એમને આશ્રય કે મદદ આપીશ નહિ, એવા વચનો[2] લેવા પડે તો તેમાં આશ્ચર્ય શું! કોનવર્ઝન, તબલીગ, વટલામણ વગેરેનો આશ્રય લઈ પોતાના સંપ્રદાયની સંખ્યા વધારવાના આ દિવસોમાં ઉપરના વચનો ફરી જાગૃત થાય તો નવાઈ નથી. ઇસ્લામનો સ્વીકાર કર્યા પછી જો કોઈ પાછો જાય તો એને સંગસાર કરવો—પથ્થરનો વરસાદ વરસાવી મારી નાખવો એવો નિયમ કેટલાક મુસલમાનોએ કર્યો હતો જ ને!

ગજાના દબાણથી, ન્યાત જેવા સમૂહના દબાણથી, દેવતાએ બનાવેલી બીકની જબરજસ્તીથી, ગુરુના આગ્રહથી અથવા આજીવિકા મેળવવાની મુશ્કેલીરૂપ જંગલમાં સપડાયા હોઈએ ત્યારે ધર્માન્તર

1. મારે હણવું ના એવો ઢંઢેરો 2 જુઓ પાન ૩૦-૧

કરવાની મુસીબત આવી પડે છે; કાંઈ નહિ તો અન્ય ધર્મોનું સારુંસારું તો બોલવું જ પડે છે, તથા અન્યધર્મીઓને નમવુ જ પડે છે. એવા પ્રસંગો સંપ્રદાયનિષ્ઠાના અપવાદરૂપ ગણીને[1] શાસ્ત્રકારોએ સ્વધર્મીઓની આધ્યાત્મિક શક્તિ વધારી નથી, તેમના આત્માને ચડાવ્યો નથી અને પોતાના સંઘને મજબૂત પણ કર્યો નથી. એમાં કેવળ નબળા લોકોને રક્ષણ આપ્યુ છે.

ઉપાસકો જ્યારે જીવનવ્યવહારમાંથી નિવૃત્ત થાય છે, ત્યારે લોકો સાથેનો એમનો સબંધ ઓછો થઈ જાય છે. આત્મોન્નતિ માટેનુ મોટામાં મોટું વાતાવરણ તેઓ ખોઈ બેસે છે. ભિક્ષા દેનાર અને ઉપદેશ સાંભળવા આવનાર લોકો ઉપરાંત અન્ય સમાજ સાથેનો એમનો સંબધ તૂટી જાય છે. પિંડપાત જેટલી જ સામાન્ય સેવા લેવી, અને આવે તેને શાસ્ત્ર પ્રમાણે ઉપદેશ સભળાવવો, આટલુ સંકુચિત જીવન થવાથી સમાજસેવાનુ વિશાળ ક્ષેત્ર એમને માટે બંધ થઈ જાય છે. હંમેશાં જેમની સાથે રહેવુ પડે છે એવા બીજા બાવાઓ સાથે શાસ્ત્રચર્ચા અને રહેણીકરણીના કર્મકાંડોની ચર્ચા એટલા જ રસના વિષયો એમને માટે બાકી રહે છે. તેથી સાધુઓનું જીવન જેટલુ વ્યાપક અને ભવ્ય થવું જોઈએ તેટલું નથી દેખાતું. તપ કરીને કાયા શુષ્ક, કૃશ અને હાડપિંજર જેવી કરી નાખવી એ જ મોટું ભૂષણ મનાય છે. એના જ જ્યાં ત્યાં વખાણ આવે છે. જો ઉપાસકોએ અને શ્રાવકોએ ધાર્મિક ઇતિહાસ લખ્યો હોત તો આ વર્ણનોમાં કાંઈક નવું જ તત્ત્વ આવત. આજની સ્થિતિ એ છે કે મૂળ ધર્મસંસ્થાપક અને એના નિકટવર્તી શિષ્યો, એ બધાના ગયા પછી બસો ત્રણસો વર્ષો બાદ જૂની વાતો સભારી સંભારીને સાધુઓએ આ બધુ લખેલું છે. એટલું પણ એમણે કર્યું એ મનુષ્યસમાજ ઉપર એમનો મહાન ઉપકાર છે.

---

૧. જુઓ પા૦ ૩૦

૨

ઉપાસકોની અવસ્થામા ગૃહસ્થાશ્રમી શ્રાવકોએ કઈ જાતનો ધર્મ પાળવો જોઈએ, એમની પાસે ઓછામા ઓછા કેવા આચારની અપેક્ષા રખાય છે એનો અગુલિનિર્દેશ કરવાનો આ અગનો ઉદ્દેશ દેખાય છે ભગવાન મહાવીરના સમયમા જે ઉપાસકોએ એના ધર્મનુ પાલન કર્યું, તેમના દાખલાઓ આ અગમા એકત્ર કરેલા છે. ઉપાસક આનદનુ ધર્મજીવન પ્રથમ દાખલા તરીકે આપીને એણે જે જાતનો સયમ કર્યો અને જેટલો કર્યો તે જાતનો અને તેટલો જ ઉપાસકોએ કરવો જોઈએ એમ કહેવાનો હેતુ ન હોઈ શકે ઉપાસક આનદ ગીકરીક ખાદિયો દેખાય છે એટલે ઇચ્છાવિધિ પરિણામ નક્કી કરવામા તેણે સારામા સારી વસ્તુઓ જ ઉપભોગ પરિભોગ માટે રાખેલી જણાય છે પણ એણે સયમધર્મની શરૂઆત કરી એટનુ એને માટે બહુ હતુ. ચૌદ પદર વર્ષ આ રીતે ગાળ્યા પછી એને વાનપ્રસ્થ લેવાનુ સૂઝ્યુ અને અંતે એણે મારણાતિક સલેખના કરી છે. છતા ભગવાને પ્રથમથી જ એને વિશે કહી રાખ્યુ છે કે એનો સયમ પ્રવ્રજિત થવા જેટલી કોટિએ પહોચવાનો નથી ઉપાસક અણુવ્રત કે શિક્ષાવ્રતનુ પાલન કરે તોયે અતે તે સ્થૂલ વ્રત જ છે. એથી સામાજિક સદાચાર જળવાય; એ મોક્ષ સુધી લઈ ન જાય

વૈદિક ધર્મની ચાતુર્વર્ણ્યની કલ્પનામા પણ માણસ પોતાની યોગ્યતા પ્રમાણે આચારધર્મ પાળતો રહે એટલો જ ભાવ છે. જીવનની પ્રગતિ માટે તો આશ્રમધર્મ કલ્પેલો છે જૈનધર્મ પ્રમાણે સામાજિક ધર્મ અને મોક્ષધર્મ એ બે જુદા છે. નિર્વાણ એ બન્નેનો ઉદ્દેશ છે ખરો, પણ સમાજમાથી મુક્ત થયા વગર માણસ સૂક્ષ્મ ધર્મનું પાલન ન જ કરી શકે એવી સ્થિતિ હોવાથી, જે સાધુ વેષધારી થાય છે એ જ મુક્ત થઈ શકે, એવી કલ્પના પાછળથી ઊભી થઈ છે

ધાર્મિક ઉન્નતિ તો માનસિક સ્થિતિ અને હૃદયની તૈયારી ઉપર આધાર રાખે છે; છતાં જ્યાં અજ્ઞાન છે અને સંઘ ચલાવવા છે ત્યાં બાહ્ય નિયમો કરવા પડે છે. બાહ્ય નિયમો માટે આગ્રહ રાખવો સહેલો હોય છે એટલે એનું મહત્ત્વ વધતું જાય છે; અને સમાજ પણ એ જ વસ્તુ પસંદ કરે છે. આંતરિક તૈયારીનું માપ બહારથી શી રીતે કઢાય? પરંતુ મોક્ષ માટે કેવલ બાહ્ય પાલનથી આવતી અલંબુદ્ધિ અથવા સંતોષ પ્રગતિને અટકાવનારાં નીવડે છે. તેથી સ્થૂળ પાલનને સામાજિક ધર્મ તરીકે જ ઓળખવું જોઈએ.

આર્ય સંસ્કૃતિની બધી જ શાખાઓમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ જાતના સંયમો ઓછાવત્તા પ્રમાણમાં અને સૂક્ષ્મભેદ સાથે મહત્ત્વના ગણાયા છે. સમાજમાં રહેવું તે દ્રોહ વગર રહેવું જોઈએ; જ્યાં દ્રોહ ટાળી ન શકાય ત્યાં ઓછામાં ઓછા દ્રોહથી જીવન ચલાવવાની ઉત્કટ ઇંતેજારી હોવી જ જોઈએ. મનુસ્મૃતિમાં બ્રાહ્મણધર્મ વિષે બોલતાં ગૃહસ્થધર્મનું એ જ લક્ષણ આપેલું છે :—

अद्रोहेणैव भूतानाम्
अल्पद्रोहेण वा पुनः ।
या वृत्तिः तां समास्थाय
विप्रो जीवेद् अनापदि ॥

ગૃહસ્થજીવન એટલે કે સામાન્ય મનુષ્યજીવન હિંસા અને દ્રોહ વગર ચાલતું જ નથી. પણ દ્રોહ અને હિંસામય જીવનમાં કૃતાર્થતા નથી. માણસે જોયું અને શોધી કાઢ્યું કે હિંસા જેટલી ઓછી કરાય તેટલું જીવન પવિત્ર અને કૃતાર્થ થાય છે. જીવનનો પ્રવાહ વિકૃત કર્યા વગર હિંસાની માત્રા જીવનમાંથી દહાડે દહાડે કેમ ઘટાડાય એની શોધ અખંડ ચાલવી જોઈએ. કુદરતમાં તો હિંસા અખંડ ચાલી રહી છે. जीवो जीवस्य जीवनम् એ ન્યાય ત્યાં અનાદિ કાળથી

ચાલતો આવ્યો છે. પરંતુ માણસે એમાંથી અહિંસાનો સિદ્ધાંત તારવી કાઢ્યો અને પ્રકૃતિધર્મમાંથી ઊગરી જઈ મોક્ષના આદર્શ સુધી પહોંચાડવાનો રસ્તો નક્કી કર્યો. માણસે જોયુ કે જેટલા જીવો જન્મ્યા છે તે બધાને જીવવાનું એટલે કે ઉપભોગ-પરિભોગ કરવાનું હોય જ છે. એક માણસ પોતાની જરૂરિયાત કરતાં ઉપભોગ પરિભોગ માટે વધારે વસ્તુઓ વાપરે તો તેટલા પ્રમાણમાં બીજા જીવો માટે ભૂખમરો પેદા થવાનો જ. સર્વ ભૂતોનું હિત જોનારે પોતાના મોજશોખ તો છોડવા જ જોઈએ, પરંતુ પોતાની હાજતો પણ ઓછામા ઓછી કરવી જોઈએ. આત્મવિકાસની દૃષ્ટિએ આ સયમધર્મ સરખો જ ઉપકારક હોવાથી એને જ જીવનમા પ્રધાનપદ આપવુ જોઈએ.

આધુનિક સમાજવાદ રાજદ્વારી સામર્થ્ય વડે જે પરિસ્થિતિ બહારથી ઉત્પન્ન કરવા માગે છે, તે જ પરિસ્થિતિ ધર્મની મદદથી જૂના લોકો કેળવણી દ્વારા આ આંતરિક જીવન માટે સાધવા મથતા હતા. રાજદ્વારી માર્ગ બાહ્ય નિયમનનો હોઈ અંતે દયાણનો એટલે કે હિંસાનો છે. ધર્મનો રસ્તો કેળવણી દ્વારા આન્તરિક નિયમનનો હોઈ અહિંસાનો છે. અંતે એ જ ચાલવાનો છે. એ જ જીવનનુ પરમ શાસ્ત્ર છે. એ શાસ્ત્ર સમાજમા ચાલતું કરવા માટે કથા, વાર્તા દાખલા, દલીલ, ઇતિહાસ, ઉદાહરણ જે હાથમાં આવે તે ધર્મકારો વાપરતા આવ્યા છે, અને આંતરિક નિયમન કઈ રીતે કરાય એનો રસ્તો બતાવતા આવ્યા છે.

આજની દુનિયાનો બાહ્ય સામર્થ્યનો મોહ ઊતરી ગયા પછી, કાયદાકાનૂન અને રાજદ્વારી સત્તાની બધી યુક્તિઓ અજમાવી જોઈ એમની અપૂર્ણતા જોયા પછી, તે ફરી ધર્મને એટલે કે કેળવણીને રસ્તે જ આવવાની છે. ત્યા સુધીમા ધર્મે પોતાની જૂની કાંચળી ઉતારી નાખી, સત્તા અને બાહ્ય નિયમ સાથેનો મેલો સહકાર છોડી દેવો પડશે, તથા શુદ્ધ કેળવણીને માર્ગે પોતાનું સંસ્કરણ કરી લેવું પડશે.

શાસ્ત્રીય પરિભાષા અને સૂક્ષ્મ મતભેદની ઝીણવટ બાજુએ રાખતાં સદાચારી ગૃહસ્થધર્મ ઉપાસકે પાળવાના નિયમો નીચે પ્રમાણે જણાય છે. આ નિયમો પાછળ સાંપ્રદાયિક આગ્રહ બહુ નથી. ધર્મનો આગ્રહ ન હોય એવો સુવ્યવસ્થિત સમાજ પણ પ્રજાના કલ્યાણને અર્થે આવા જ નિયમો ઘડે.

(૧) સત્યાચરણ — આના ઉપર સમાજનો બધો આધાર રહેલો છે. જે સત્યને ચોરે છે તે બધુ ચોરે છે. सत्येन धार्यते पृथ्वी । માટે માણસ અસત્ય ન બોલે. પણ પામર માણસ કોક વખતે સત્ય બોલવાની હિંમત ન કરે એટલે ઓછામા ઓછા નીચલા નિયમો તો પાળે જ :–

કોઈના ઉપર વગર વિચાર્યે આળ ન મૂકે, કોઈની ગુપ્ત વાત પ્રકાશિત ન કરે, સ્ત્રીરહસ્યની વાતો ન બોલે, ખોટી સલાહ ન આપે, અને ખોટા લેખ પણ ન કરે.

કન્યાની લેણદેણમાં, ઢોર ઢાખરની લેણદેણમા, વાડીવજીફાની લેણદેણમાં ખોટી વાત કહેવાની લાલચ ખૂબ હોય છે, તે આગ્રહપૂર્વક ટાળવી.

કોઈની થાપણ ન ઓળવવી.

ખોટી સાક્ષી ન આપવી.

(૨) અસ્તેય — કોઈએ ન આપેલું લેવું એ તો ચોરી જ છે પણ પામર માણસ લોભને ખાળી નથી શકતો એટલા માટે બીજી પણ કેટલીક ખાસ ચેતવણી એને આપી છે :–

ચોરી ન કરવી, ચોરીનો માલ ન રાખવો, ચોરી કરવા કોઈ ને પ્રેરણા ન કરવી, ખોટાં તોલ–માપ ન રાખવાં કે ન વાપરવાં, સેળભેળ કરીને કે બનાવટી વસ્તુને મૂળની જગ્યાયે બનાવી વહેવાર ન કરવો, અને રાજ્યે પ્રજાહિત ખાતર અમુક વસ્તુ રાજ્ય બહાર ન જાય અથવા રાજ્યમાં ન આવે એવો પ્રતિબંધ કર્યો હોય તે તોડવો નહિ.

(૩) અહિંસા — અહિંસા એ જ જીવનની સાર્થકતા છે છતા માણસને દેહધારણ માટે પણ થોડી ઘણી હિંસા કર્યા વગર છૂટકો નથી આ હિંસા જેટલી ટાળી શકાય તેટલી ટાળતી રહી હૃદયમા અહિંસાવૃત્તિ જાગે એટલે હિંસા ટાળવાના જેટલા ઉપાયો જડે તેટલા માણસ શોધતો રહેવાનો માણસ આટલુ તો કોઈ કાળે ન જ કરે —

કોઈનો વધ ન કરે કોઈને મારે નહિ, ગાત્રછેદ ન કરે, ગજા ઉપરાંત ભાર ન મૂકે શ્રમ ન કરાવે, તેમજ કોઈનુ ખાનપાન બંધ ન કરે

(૪) બ્રહ્મચર્ય — વિકારમાત્રમાંથી મુક્ત રહેવા માણસે મથવુ જોઈએ ગૃહસ્થાશ્રમીએ પણ બ્રહ્મચર્ય તરફ જવાનો પ્રયત્ન રાખવો જ જોઈએ પ્રાકૃત સમાજના લોકો આટલુ સાચવે તો પણ બહુ થયુ —

પોતાની સ્ત્રીથી જ સંતોષ માને, કુમારી કે વિધવાનો સંસર્ગ ન કરે, વેશ્યાગમન ન કરે, બીજી સ્ત્રીઓ સાથે પણ શૃંગારચેષ્ટા ન કરે, પોતાની સ્ત્રી સિવાય કોઈનો પણ વિકારી સ્પર્શ ન કરે, કે તેમના તરફ વિકારી આંખે ન જુએ

મુમુક્ષુ માણસે મનને સાચવવા માટે બીજાના વિવાહો કરવાની જંજાળમાંથી પણ મુક્ત જ રહેવુ અને પોતાના વૈવાહિક જીવનમા પણ કામભોગમા તીવ્ર અભિલાષ નહિ કરવો

દરરોજ ન બને તો મહિનામા ચાર દિવસ (૮,૧૪,૧૫,૩૦) આખો વખત ઉપવાસ કરવો, સ્નાન, વિલેપન, ગંધ, માલ્ય, અને અલંકાર છોડી દેવા દાભ કે કાચી પથારીએ રહીને અથવા વીરાસન વગેરે આસનો પર રહીને ધર્મનું ચિંતન કરવુ તથા સર્વ નિંદ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો

(૫) અપરિગ્રહ — ગૃહસ્થાશ્રમીના મુખ્ય આકર્ષણો બે કનક અને કાન્તા બન્નેનો સંપૂર્ણ ત્યાગ છૂટ હોય તોયે સામાન્ય માણસની હિંમત ન ચાલે તેથી માણસે ઓછામા ઓછુ આટલું તો કરવુ જ જોઈએ —

પોતાના ખાનપાન ઉપર અંકુશ રાખવો, ઓઢવા પાથરવા તથા કપડાંલત્તાંની બાબતમાં આકરી મર્યાદા બાંધી દેવી, ધર્માધર્મનો વિચાર કરીને જ ધંધો પસંદ કરવો, સંપત્તિ આદિના સંગ્રહ માટે પણ પરિમાણ નક્કી કરવું, જેટલી સાદાઈ જીવનમાં દાખલ કરાય તેટલી કરવી, ભોગસેવન, ધંધો, મુસાફરી, ઇત્યાદિ પ્રવૃત્તિઓ ઓછી કરવા તરફ વલણ રાખી ક્યાંક એની મર્યાદા સ્પષ્ટપણે બાંધી રાખવી. એક અંગ્રેજ લેખક કહે છે તેમ Nothing relieves and ventilates the mind like resolution અહીં resolution એટલે વ્રત સમજવુ.

આપણું મન હંમેશ સ્થિર અને વિવેકી નથી હોતું, તેથી દરેક પ્રલોભન વખતે વિચાર કરવા બેસવા કરતાં શાંત સમયે સમગ્ર વિચાર કરી કેટલાંક વ્રતો લઈ રાખ્યાં હોય, તો મનને સ્વાભાવિક મજબૂતી મળે છે અને શાન્તિ રહે છે. માનસિક શક્તિનો સંગ્રહ કરવાનો આ ઉત્તમ ઉપાય છે.

વ્રતો લીધા બાદ પણ તેમનું સ્મરણ તાજું રાખવુ જોઈએ; અને એ બધું આત્માનો અનાત્મા ઉપર વિજય સાધવા માટે છે એ ધ્યાનમાં રહે એટલા ખાતર, માણસે રોજ અર્ધો પોણો કલાક શાન્ત બેસીને સમભાવ કેળવવો જોઈએ; કે જેથી વિકારો શમી જાય અને બધા જીવો પ્રત્યે મૈત્રીભાવ બંધાય.

આ મૈત્રીભાવ અથવા સમભાવ કેવળ મનમાં રહે તો તેની કિંમત કેટલી? માણસને પોતાની ઓછામાં ઓછી જરૂરિયાત કરતાં વધારે રાખવાનો હક જ નથી; એવી સ્થિતિમાં માણસ પરિગ્રહ રાખે જ, તો એણે એવી વસ્તુનો ઉપભોગપરિભોગ, ઇષ્ટમિત્રોને સાથે રાખીને અને જે ઇષ્ટમિત્ર નથી એવા અતિથિઓનો પણ ભાગ રાખીને પછી જ કરવો; જેથી સંપત્તિ શાપરૂપ ન નીવડે અને પ્રજામાં અસૂયા ન ફેલાય. માણસ પાસે શક્તિ છે એટલા ખાતર માણસ ગમે તેટલો ઉપભોગ કરે એ જેમ ખોટું છે, તેમ સાધન સગવડ છે એટલા ખાતર

(૩) અહિંસા — અહિંસા એ જ જીવનની સાર્થકતા છે છતાં માણસને દેહધારણ માટે પણ થોડી ઘણી હિંસા કર્યા વગર છૂટકો નથી આ હિંસા જેટલી ટાળી શકાય તેટલી ટાળતી રહી હૃદયમાં અહિંસાવૃત્તિ જાગે એટલે હિંસા ટાળવાના જેટલા ઉપાયો જડે તેટલા માણસ શોધતો રહેવાનો માણસ આટલું તો કોઈ દિવસ ન જ કરે —

કોઈનો વધ ન કરે કોઈને બાંધે નહિ, ગાળાગાળ ન કરે ગજા ઉપરાંત ભાર ન મૂકે કામ ન કરાવે તેમજ કોઈનું ખાનપાન બંધ ન કરે

(૪) બ્રહ્મચર્ય — વિકારમાત્રમાથી મુક્ત રહેવા માણસે મથવું જોઈએ ગૃહસ્થાશ્રમીએ પણ બ્રહ્મચર્ય તરફ જવાનો પ્રયત્ન રાખવો જ જોઈએ પ્રાકૃત સમાજના લોકો આટલું સાચવે તો પણ બહુ થયુ —

પોતાની સ્ત્રીથી જ સતોષ માને, કુમારી કે વિધવાનો સંસર્ગ ન કરે વેશ્યાગમન ન કરે, બીજી સ્ત્રીઓ સાથે પણ શૃગારચેષ્ટા ન કરે, પોતાની સ્ત્રી સિવાય કોઈનો પણ વિકારી સ્પર્શ ન કરે, કે તેમના તરફ વિકારી આંખે ન જુએ

મુમુક્ષુ માણસે મનને સાચવવા માટે બીજાના વિવાહો કરવાની જ જાળમાથી પણ મુક્ત જ રહેવુ અને પોતાના વૈવાહિક જીવનમા પણ કામભોગમા તીવ્ર અભિલાષ નહિ કરવો

દરરોજ ન બને તો મહિનામા ચાર દિવસ (૮,૧૪,૧૫ ૩૦) આઠો વખત ઉપવાસ કરવો, સ્નાન વિલેપન ગધ, માલ્ય, અને અલંકાર છોડી દેવા દાભ કે ઘાસની પથારીએ રહીને અથવા વીરાસન વગેરે આસન પર રહીને ધર્મનું ચિંતન કરવુ તથા સર્વ નિંદ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો

(૫) અપરિગ્રહ — ગૃહસ્થાશ્રમીના મુખ્ય આકર્ષણો બે કનક અને કાન્તા બન્નેનો સંપૂર્ણ ત્યાગ ઇષ્ટ હોય તોયે સામાન્ય માણસની હિંમત ન ચાલે તેથી માણસે ઓછામા ઓછુ આટલું તો કરવુ જ જોઈએ —

પોતાના ખાનપાન ઉપર અંકુશ રાખવો, ઓઢવા પાથરવા તથા કપડાંલત્તાંની બાબતમાં આકરી મર્યાદા બાંધી દેવી, ધર્માધર્મનો વિચાર કરીને જ ધંધો પસંદ કરવો, સંપત્તિ આદિના સંગ્રહ માટે પણ પરિમાણ નક્કી કરવું, જેટલી સાદાઈ જીવનમાં દાખલ કરાય તેટલી કરવી, ભોગસેવન, ધંધો, મુસાફરી, ઇત્યાદિ પ્રવૃત્તિઓ ઓછી કરવા તરફ વલણ રાખી ક્યાંક એની મર્યાદા સ્પષ્ટપણે બાંધી રાખવી. એક અંગ્રેજ લેખક કહે છે તેમ Nothing relieves and ventilates the mind like resolution. અહીં resolution એટલે વ્રત સમજવું.

આપણું મન હંમેશ સ્થિર અને વિવેકી નથી હોતું; તેથી દરેક પ્રલોભન વખતે વિચાર કરવા બેસવા કરતાં શાંત સમયે સમગ્ર વિચાર કરી કેટલાંક વ્રતો લઈ રાખ્યાં હોય, તો મનને સ્વાભાવિક મજબૂતી મળે છે અને શાન્તિ રહે છે. માનસિક શક્તિનો સંગ્રહ કરવાનો આ ઉત્તમ ઉપાય છે.

વ્રતો લીધા બાદ પણ તેમનું સ્મરણ તાજું રાખવું જોઈએ; અને એ બધું આત્માનો અનાત્મા ઉપર વિજય સાધવા માટે છે એ ધ્યાનમાં રહે એટલા ખાતર, માણસે રોજ અર્ધો પોણો કલાક શાન્ત બેસીને સમભાવ કેળવવો જોઈએ; કે જેથી વિકારો શમી જાય અને બધા જીવો પ્રત્યે મૈત્રીભાવ બંધાય.

આ મૈત્રીભાવ અથવા સમભાવ કેવળ મનમાં રહે તો તેની કિંમત કેટલી? માણસને પોતાની ઓછામાં ઓછી જરૂરિયાત કરતાં વધારે રાખવાનો હક જ નથી; એવી સ્થિતિમાં માણસ પરિગ્રહ રાખે જ, તો એણે એવી વસ્તુનો ઉપભોગપરિભોગ, ઇષ્ટમિત્રોને સાથે રાખીને અને જે ઇષ્ટમિત્ર નથી એવા અતિથિઓનો પણ ભાગ રાખીને પછી જ કરવો; જેથી સંપત્તિ શાપરૂપ ન નીવડે અને પ્રજામાં અસૂયા ન ફેલાય. માણસ પાસે શક્તિ છે એટલા ખાતર માણસ ગમે તેટલો ઉપભોગ કરે એ જેમ ખોટું છે, તેમ સાધન સગવડ છે એટલા ખાતર

લોભ કરીને માણસ ખેતી, વેપાર, વાણિજ્ય વ્યાજવટુ ઇત્યાદિ ધધાઓ પણ હદ બહાર વધારે, એ ખોટુ છે નહિ તો બીજાઓ જે આવી પ્રવૃત્તિના સરખા જ હકદાર છે, પણ અલ્પ સાધનોને લીધે હરીફાઈ કરવા અસમર્થ છે, તેમને અન્યાય થાય, તેમની હિંસા થાય સેવા લેના કે સ્વાથની દૃષ્ટિએ એવા કરતા માણસે હિંસાનું પરિમાણ બાધવુ જોઈએ અને આગળ જતા તે ઓછુ પણ કરવુ જોઈએ આમા મ ,ચિતપણુ કેળવાશે એવી બીક કેટલાક રાખે પણ તે મિથ્યા છે સ્વાર્થ, લોભ, દ્રોહ, અધિકાર અને સત્તાનો વિસ્તાર ક્યે કોઈને લાભ નથી એમનો સકોચ થવો જ જોઈએ નિરપેક્ષ સેવા, પ્રેમ અહિંસા હ યનો વિકાસ અને કલ્યાણચિ તનને કોઈ મર્યાદા સૂચવવું નથી

કેટલાક કર્મો એવા છે કે જે અનિષ્ટ કે સદોષ હોય તોય યી વગર છૂટકો નથી એવા કર્મો પોતે પોતા પૂરતા જ કર્યો હોય તો એના પર સ્વાભાવિક અકુશ રહે છે પણ એનો એક્વાર ધધો બનાવી દીધો કે પછી સયમ રાખવો અશક્ય થઈ જાય છ, હિસા ઘટવાને બ ને વધતી જ જાય છે એવા કર્મો ધધા તરીકે ન કરવા એમા જ સમા હિત અને આત્મિક કલ્યાણ રહેલા છે

જેમા મોટા પાયાપર અગ્નિપ્રયોગ કરવો પડે, જગલો બાળવા પડે, રમવાની કે શાભાની વસ્તુઓ તૈયાર કરવા માટે પ્રાણીઓનો વધ કરવો પડે, કે એવા વધને ઉત્તેજન આપવુ પડે, હિસ્ર પ્રાણીઓ, વિષ મદ્ય શસ્ત્ર જેવી ઘાતક વસ્તુઓનો વેપાર, માણસાઈને ન છાજે એવો દામનામીઓનો વેપાર, વગેરે બધુ પ્રથમથી જ ત્યા ય ગણુવુ જોઈએ આવા નિયમોમા એક જ વસ્તુ ધ્યાનમા રાખવાની છે અને તે એ કે આપણુ જ્ઞાન વધે તેમ નિયમોમા ફેરફાર થવો જો એ નહિ તો હદ તો ન બનાય પણ અસખ્ય જીવોને ઉકાળી તૈયાર કરેલા રેશમના વસ્ત્રો મદિરમા વપરાય એવો હાસ્યાસ્પદ પ્રકાર થઈ જવાતો

દાખના તરીકે ગાડા વગેરે ચલાવવાનો કરેલો નિષેધ અને જમીન ખોદવી પડે તેવો ધંધો ન કરવાની સૂચના સ્વીકારાય તેવા નથી. કેમકે અનાજ ખાઈએ છીએ એટલે ખેતી કર્યે જ છૂટકો. પોતે કરીએ અથવા બીજા પાસેથી કરાવીએ એ સરખુ જ છે. ગાડા ન ચાલે તો બળદનું ખર્ચ ખેડૂતને ન પોસાય. ઘાણી કોલા વગેરે ચલાવવાના ધંધાનુ પણ તેમ જ. જળાશયોમા મચ્છર થાય અથવા પાણી નરક જેવુ ગંધાવા લાગે ત્યારે આરોગ્ય ખાતર તે પૂરવા જ પડે અને એ કામ ધંધાદાર લોકો પાસેથી પણ કરાવવુ પડે.

વ્રતો એ કાંઈ પીનલ કોડના નિયમો નથી કે વકીલની પેઠે તેમનો અર્થ કરવામા જ બધી બુદ્ધિ વાપરીએ યાવચ્છક્ય મૂળ વ્રતોનું પાલન કરવાની દૃષ્ટિએ આ બધા વ્રતોની વિગત ઉત્પન્ન થઈ છે. એટલે મૂળ વ્રતોનો ઉદ્દેશ સધાય એવી રીતે વિગતોમા ધર્મજ્ઞોએ ફેરફાર કરવો જ જોઈએ. નહિ તો આપણી જડતા ધર્મમા પેસી જવાની.

વ્રતો લીધા પછી એમને બાધક એવુ વાતાવરણ ન જ રાખવુ જોઈએ.

કામોત્તેજક વાતો કરવી, ભાડની પેઠે શરીરના ચાળા કરવા, બકબકાટ કરવો, મન વચન કાયાનો દુષ્ટ પ્રયોગ કરવો, સ્મૃતિ કાયમ ન રાખવી, કરવાના ધર્મ કામો અવ્યવસ્થિત રીતે અથવા શ્રદ્ધા-વિરહિત થઈને કરવા, વ્રતોનો શબ્દાર્થ પાળીને તેમનો ઉદ્દેશ નષ્ટ જાય એમ કરવુ,—એ બધુ ટાળવુ જોઈએ. દાન કરતી વખતે, દાનનો ઢોંગ ન કરવો, દાન ન દેવાની દાનતથી પોતાની વસ્તુ પારકાની છે એમ ન બતાવવુ, હરીફાઈની દાનત રાખીને દાન ન આપવુ,—એવી સૂચનાઓ તો ધ્યાનમા રાખવી જ જોઈએ.

જે વસ્તુ આપણે ન કરીએ તે બીજા પાસેથી, નોકર ચાકર મારફતે પણ ન કરાવીએ એ નિયમ તો સહેજે આવી

સંપ્રદાય પરત્વે એ નતો ખાસ છે. પોતાના સંપ્રદાયના સાધુ-સંતોને આદરપૂર્વક સહાય કરવી એ તો યથાયોગ્ય છે જ. પરંતુ ભિન્નધર્મીઓની સેવા કરવામાં કશો વાંધો ન હોવો જોઈએ ઊલટું અહિંસાધર્મની પ્રતિષ્ઠા એમાં રહેલી છે કે ભિન્નધર્મીઓ પર પોતાના ધર્મની ઉદારતા, અને સહિષ્ણુતાની છાપ પડવી જ જોઈએ; અને પોતાના ધર્મનું શ્રેષ્ઠત્વ વાદ દ્વારા નહિ પણ આપણી આર્યવૃત્તિ દ્વારા સિદ્ધ થવું જોઈએ

પણ કેવળ શંકા, કાંક્ષા કે વિચિકિત્સાને લીધે મનને માણસ ડામાડોળ સ્થિતિમાં રાખે, પોતાની માન્યતાઓમાં અસ્થિર રહે અને પોતાના ધર્માચરણના ફળ વિષે અવિશ્વાસ કેળવે અને એ રીતે નવા નવા સંપ્રદાયના સાધુઓને પોતાની રોજ અસ્વસ્થ થાય, — એ જાતનો પરપાખંડસંસ્તવ નિષેધ જ કહેવાય. પરંતુ પરધર્મીઓ સાથે વાતો પણ ન કરવી, તેમને ખાનાપીનાનું ન આપવું, એ બધું તો જૈન-વૃત્તિથી વિરુદ્ધ છે.

મુશળ, કોદાળી, તનનાર આદિ પ્રકારના સાધનોથી સંયુક્ત ન રહેવું એ અનર્થદંડત્યાગનું એક લક્ષણ આજે આપણું ધ્યાન વધારે ખેંચે એવું છે. યુરોપ અમેરિકામાં disarmament–શસ્ત્ર-સંન્યાસની હિલચાલ ચાલે છે તેનું જ તત્ત્વ એની પાછળ રહેલું છે. હાથમાં શસ્ત્ર આવે એટલે હિંસા કરવાનું મન થવાનું જ.

જૈન ધર્મમાં પ્રતિક્રમણ અને આલોચનની પ્રથા છે તે પણ દરેક મનુષ્યે સ્વીકારવા જેવી છે પોતાના પાપો એકવાર યાદ કરવા અને તેમને માટે પ્રાયશ્ચિત્ત કરવું એ જ એક ઉન્નતિનો માર્ગ છે. આવું માનસિક સ્નાન કર્યા પછી જ સમભાવ કેળવવાનું સામાયિક-વ્રત પાર પાડી શકાય

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# પ્રાસ્તાવિક

અંગ[1] દેશની રાજધાની ચંપા[2] નગરીમાં કોણિક[3] નામે રાજા રાજ્ય કરતો હતો. તે સમયે, શ્રમણ-ભગવાન મહાવીરના શિષ્ય આર્ય સુધર્મા[4] નામે વૃદ્ધ સાધુ, જંબુ[5] વગેરે પાંચસો શિષ્ય સાથે, ગામેગામ અનુક્રમે પગપાળા ફરતા ફરતા અને તપ તથા સંયમથી આત્માને વિકસિત

---

૧ જૂના મગધ પાસે આવેલો પ્રદેશ. આજના ભાગલપુર જિલ્લાને પ્રાચીન અંગદેશ કહી શકાય જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક પા ૧૭૫

૨ ચંપાનું વર્તમાન નામ ચંપાનાલા છે, અને તે ભાગલપુરથી ત્રણ માઈલ દૂર આવેલું છે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક પા ૧૭૫ ૬

૩ બૌદ્ધ ગ્રંથોમાં અજાતશત્રુ નામે પ્રસિદ્ધ થયેલો રાજા તે બુદ્ધ તથા મહાવીરનો સમકાલીન હતો તે પ્રસેનજિતનો પૌત્ર અને શ્રેણિકનો પુત્ર થાય તેની માતા ચેલ્લણા વિદેહ વંશની હતી જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક પા ૧૬૬ ૭

૪ આચાર્ય સુધર્મા મહાવીર ભગવાનના ૧૧ પટ્ટશિષ્યોમાંના એક હતા ભગવાનના સાધુગણના નાયક હોવાથી તે 'ગણધર' પણ કહેવાય છે તેમનો જન્મ આશરે ઈ સ પૂ ૬૦૭માં નાનંદા નજીક થયો હતો [જુઓ આ માળાનું પુસ્તક 'સંયમધર્મ', (બીજી આવૃત્તિ) પા ૨-૪] તેમનું નિર્વાણ મહાવીર પછી ૨૦ વર્ષે થયું હતું

૫ તેમનો જન્મ રાજગૃહમાં થયો હતો સુધર્મસ્વામી પછી તે આચાર્ય બન્યા હતા [જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક, (બીજી આવૃત્તિ) પા ૨-૪] તેમનું નિર્વાણ મહાવીર પછી ૬૪ વર્ષે થયું હતું (ઈ સ પૂ ૪૬૩)

કરતા, ચંપાનગરીની બહાર ઈશાનખૂણામાં આવેલા પૂર્ણભદ્ર' ચૈત્યમાં[1] આવીને ઊતર્યો. [૧-૨]

સુધર્માસ્વામીને આવ્યા જાણીને રાજા કૌણિક તથા ચંપાની સમસ્ત પ્રજા તેમની પાસે ધર્મ સાંભળવા આવી. [૨]

ધર્મ સાંભળીને બધાંના ચાલ્યા ગયા બાદ આર્ય સુધર્માના મુખ્ય શિષ્ય આર્ય જંબુએ શ્રદ્ધા, સંશય અને કુતૂહલથી વિનયપૂર્વક બે હાથ જોડીને તેમને કહ્યું :—

"નિર્વાણને પામેલા શ્રમણ-ભગવાન મહાવીરે છઠ્ઠા અંગ 'જ્ઞાતાધર્મકથાસૂત્ર'નો[2] જે અર્થ કહ્યો છે, તે અમે આપની પાસેથી સાંભળ્યો. હવે સાતમા અંગ 'ઉપાસક-દશાઃ'[3] [દશ ઉપાસકો[4]]નો અર્થ અમને સંભળાવો." [૨]

આર્ય સુધર્માએ જવાબમાં કહ્યું :—

"હે જંબુ, નિર્વાણને પામેલા તે શ્રમણ-ભગવાન મહાવીરે આ 'ઉપાસકદશાઃ' નામના સાતમા અંગનાં દશ પ્રકરણો[5] કહ્યાં છે. તેમનાં નામ આ પ્રમાણે છે :—(૧)

આનંદ (૨) કામદેવ (૩) ગૃહપતિ[1] ચૂલણીપિતા (૪) સુરાદેવ (૫) ચુલ્લશતક (૬) ગૃહપતિ કુંડકોલિક (૭) સદ્દાલપુત્ર (૮) મહાશતક (૯) નંદિનીપિતા (૧૦) સાલિહીપિતા." [૨]

## ૧

## આનંદ

જંબુએ પૂછ્યું, "એ દશ અધ્યયનોમાંના પહેલા અધ્યયનનો શો અર્થ છે?"

આર્ય સુધર્મા બોલ્યા :—

"વાણિજ્યગ્રામ[2] નામે નગરમા જિતશત્રુ નામે રાજા હતો. તેમા આનંદ નામે જાણીતો[3] ગૃહસ્થ રહેતો હતો. તે ગૃહસ્થ ધન-ધાન્ય, સોનું-રૂપું, બહોળાં-પહોળાં ઘર, શયન, આસન, વાહન, ઘોડા વગેરેથી સમૃદ્ધ હતો; વેપાર-ધંધો, તથા વ્યાજવટાવમા[4] તેને ઘણી આવક હતી; તેના ઘરમાં અન્નપાનની રેલછેલ રહેતી; અને દાસ-દાસી,

---

૧. મૂળ 'गाहावई'। જાગીરદાર—તાલુકદાર એવો તેનો અર્થ થાય (ग्रामसहत्तरादि)। સામાન્ય રીતે શ્રાવક—ગૃહસ્થ એવો અર્થ કરાય.

૨ લિચ્છવીઓની રાજધાની વૈશાલીનુ બીજું નામ મૂળે વૈશાલી શહેરમા ખાસ વૈશાલી ઉપરાંત વાણિજ્યગ્રામ અને કુંડગ્રામનો પણ સમાવેશ થતો હતો. આજે પણ તે બે સ્થળો 'બાનિયા' અને 'બસુકુંડ' નામનાં ગામડારૂપે અવશેષ રહેલા છે. એ આખું શહેર સંજોગો અનુસાર તે ત્રણમાંથી ગમે તે એક નામે પણ સંબોધાતુ. વૈશાલી અને વાણિજ્યગ્રામ વચ્ચે ગંડકી નદી આવેલી હતી એમ આવશ્યકસૂત્ર ઉપરથી જણાય છે.

૩. दित्त (दीप्त)।    ૪ आओग पओग।

ઢોર-ઢાંખ પણ તેને ખૂબ હતાં. આ બધાને કારણે તેનો પરાભવ ઝટ કોઈથી થઈ શકે તેમ નહોતું. [૩]

"તેની પાસે ચાર કરોડ (પાલી જેટલું) સોનુ નિધિ તરીકે સંઘરામાં[૧] હતું, ચાર કરોડ વ્યાજે,[૨] અને ચાર કરોડ ઘરના વાપરમાં[૩] હતું. ઉપરાંત દશહજાર ગાયનો એક વ્રજ (ગોકુળ) એવા ચાર વ્રજો હતા. [૪]

"તે આનંદ ગૃહસ્થને કેટલાય રાજા-મહારાજા શેઠ-સંઘવી વગેરે[૪] પોતાના જરૂરી કાર્યો, વિવાહાદિ પ્રયોજનો, ચિંતવવા યોગ્ય બાબતો,[૫] ખાનગી રાખવા યોગ્ય કૌટુંબિક બાબતો, રહસ્યો, નિર્ણયો, અને વ્યવહારોમાં પૂછવા અને સલાહ લેવા યોગ્ય માનતા. પોતાના કુટુંબનો પણ તે પૂછવાજોગ,[૬] આધારભૂત, આખરૂપ અને સર્વ કાર્યોને આગળ ધપાવનાર હતો [૫]

આનંદ ગૃહપતિને શિવનંદા નામે ભાર્યા હતી. તે શિવનંદા પરિપૂર્ણ પાંચે ઇંદ્રિયોયુક્ત શરીરવાળી હતી; સુકુમાર હાથપગવાળી હતી, સર્વ શુભ લક્ષણો – ચિહ્નો અને ગુણોથી યુક્ત હતી, પ્રમાણસર–સુઘડ–પરિપૂર્ણ તથા સુંદર અંગોવાળી હતી, સુરૂપ હતી, ચંદ્ર જેવા સૌમ્ય

તથા પ્રિય દેખાવવાળી હતી; સુંદર – મનોહર વેષ – ભૂષણુ-વાળી[1] હતી; તેની ચાલ, હાસ્ય, બોલછા, ચેષ્ટા, અને વિલાસો સુસંગત હતાં; લલિત અને મધુર સંલાપોમાં તે નિપુણ હતી; સર્વ યોગ્ય લોકવ્યવહારોમાં તે કુશળ[2] હતી; તથા જોનાર દીઠ નવા નવા વધુ સુંદર રૂપે દેખાતી હતી. આનંદ ગૃહપતિને તે ઇષ્ટ, પ્રિય, અને મનગમતી હતી; સૌની પણ તે માનીતી તથા વહાલી હતી;[3] ઘરેણાંના કે રત્નોના દાબડાની જેમ, માટીના કોડિયાની જેમ,[4] તથા વસ્ત્રોની મજૂસની[5] જેમ તે સ્વીકારવા, સંરક્ષવા તથા સંભાળવા યોગ્ય હતી: રખે તેને ટાઢ-તડકો લાગી જાય, રખે તેને માંખ–મચ્છર કરડી જાય, રખે તેને સિંહ વાઘ કે ચોર–ડાકુ ઇજા કરે, રખે તેને વાત-પિત્ત વગેરે રોગો સ્પર્શ કરે! એવી તે શિવનંદા આનંદ ગૃહપતિ સાથે પાંચે ઇંદ્રિયોને લગતા માનુષી કામભોગો ભોગવતી વિહરતી હતી. [૬]

વાણિજ્યગ્રામની પાસે ઈશાન ખૂણામાં કોલ્લાક નામે પરું[6] હતું.

---

૧. મૂળ. सिंगारागारचारुवेसा — શૃંગારના ધામરૂપ સુંદર વેષ-ભૂષણ છે જેનાં •

૨ सुंदरोपचारकुशला ।

૩ सम्मता अनुमता ।

૪ तेल्लकेला इव सुसंगोविया — સૌરાષ્ટ્ર દેશમાં જાણીતું એવું જે માટીનું કોડિયું, તે જેમ રેવડી-ભાગી ન જાય તેમ કાળજીપૂર્વક સંભાળથી રખાય છે તેમ ૫. चेलपेडा इव ।

૬. सन्निवेश । આ પરામાં જ્ઞાતૃવંશી ક્ષત્રિયોનો મહોલ્લો હતો. ૬૬મા ફકરામાં કોલ્લાક સંનિવેશમાં આવેલા તે મહોલ્લાનો

"તે પરુ મોટાં મકાનોને લીધે મોટું, ભયરહિત હોવાથી સ્થિર, અને ધનધાન્યની વિભૂતિ વડે સમૃદ્ધ હતું. આનંદના સાધનરૂપ અનેક વસ્તુઓની છતને લીધે, ત્યાં રહેનારા અને બહારથી આવેલા એમ તમામ લોકો આનંદમાં રહેતા. તેના માર્ગની સીમાઓ સેંકડો અને હજારો હળો વડે દૂર દૂર સુધી ખેડાયેલી, ફળદ્રૂપ તથા બીજ વાવવા યોગ્ય હતી ત્યાં સુંદર આકારવાળાં ચૈત્યો, અને સુંદરીઓનાં ક્રીડાસ્થાનો આજુબાજુ પથરાયેલાં હતાં. ત્યાં લાંચ ખાનારા, ખીસાકાતરુ, ગુંડાઓ,[1] ચોરો, અને ફાંસિયાઓનુ નામ નહોતું. ત્યાં ભિક્ષુકોને સારી રીતે ભિક્ષા મળતી. ત્યાં આરામ, ઉદ્યાન, કૂવા, તળાવ, વાવ અને ક્યારડા પુષ્કળ હતા. વળી તે અનેક જાતવાન ઘોડાઓ, મત્ત હાથીઓ, રથના સમૂહો, શિબિકાઓ અને સુખપાલોથી ભરેલુ હતું; ત્યાંના માર્ગો આવનાર-જનારથી ગાજતા રહેતા. અર્થાત્ તે ઊંચી આંખ કરીને જોવા યોગ્ય, મનને પ્રસન્નતા દેનારુ, અને જોનાર દીઠ નવું નવું હતું. [૭]

ઉલ્લેખ છે. મહાવીર ભગવાનનો જન્મ આ પરામા જ જ્ઞાતૃવંશી ક્ષત્રિય સિદ્ધાર્થને ત્યા થયો હતો કલ્પસૂત્રમા (૨૨) આ બીનાને खत्तिय-कुण्डग्गामे-नयरे કહીને વર્ણવી છે તેનો અર્થ પણ 'કુંડગ્રામ નગરનો ક્ષત્રિય વિભાગ' થાય. આચારાંગ સૂત્રમા (૨,૧૫) उत्तर-खत्तिय-कुण्डपुर-संनिवेस પદ વાપર્યું છે. તેનો અર્થ પણ 'કુંડપુરનુ ઉત્તરે આવેલુ પરુ' કરવો જોઈએ. અહી ઉપાસકદશા સૂત્રમા તો વૈશાલિને કુંડપુર નામથી સંબોધવાને બદલે વાણિજ્યગ્રામ નામથી સંબોધ્યુ છે, અને તેના ઈશાન ખૂણામા આવેલા કોલ્લાક નામના પરામાં જ્ઞાતૃવંશી ક્ષત્રિયો (આનંદ ઉપાસકના મિત્ર-જ્ઞાતિ-નિજક-સ્વજન-સંબંધી-પરિજન) રહેતા હતા, એમ જણાવ્યુ છે

૧. मङ्ग (बलात्कारप्रवृत्तय)।

તેમાં આનંદના મિત્રો, જ્ઞાતીલાઓ, અને સગાંસંબંધીઓ[1] રહેતાં હતાં. તે બધાં પણ સમૃદ્ધ અને સંપન્ન હતાં. [૮]

તે વખતે ફરતા ફરતા શ્રમણ[2]-ભગવાન મહાવીર વાણિજ્યગ્રામની બહારના દૂઇપલાસય[3] ચૈત્યમાં આવી ઊતર્યા. તે ભગવાન આદિકર, તીર્થંકર, ગુરુ વિના જ સ્વયં તત્ત્વના જ્ઞાતા, પુરુષોત્તમ, પુરુષસિંહ, લોકોત્તમ, લોકનાથ, લોકપ્રદીપ, અભય દેનાર, નેત્ર દેનાર, માર્ગ દેનાર, ધર્મચક્રવર્તી, શઠતારહિત, રાગદ્વેષને જીતનાર, સકલ તત્ત્વના જાણકાર, બુદ્ધ, બોધક, મુક્ત, મોચક, સર્વજ્ઞ, સર્વદર્શી હતા; તથા કલ્યાણરૂપ – સર્વબાધારહિત – અચલ – રોગરહિત – અનંતપદાર્થવિષયક જ્ઞાનસ્વરૂપ – અક્ષય – વ્યાબાધરહિત તથા પુનરાવૃત્તિરહિત એવી સિદ્ધિગતિ (મુક્તિ)ને પામવાની ઇચ્છાવાળા હતા. [૯]

તેમની સાથે બીજા પણ જાતિ–કુલ–બલ–રૂપ–વિનય–જ્ઞાન–દર્શન–ચારિત્ર–લજ્જા–ઓજસ–તેજ–વર્ચસ્વ–બળ અને યશવાળાં અનેક[4] સાધુઓ અને સાધ્વીઓ હતાં. [૯]

તેમને આવેલા જાણી રાજા જિતશત્રુ અને પ્રજાજનો તેમને વંદવા–પૂજવા, સત્કારવા–સન્માનવા, દર્શન કરવા,

---

૧. મિત્ર–જ્ઞાતિ–નિજક–સ્વજન–સંબંધી–પરિજન અર્થાત્ આનંદ પણ જ્ઞાતૃવંશી હતો. તેથી જ તે પછીથી પોતાની સાધના માટે જ્ઞાતૃવંશી ક્ષત્રિયોની પૌષધશાળામાં જાય છે.

૨. (તપરૂપી) શ્રમ કરે તે શ્રમણ અર્થાત્ ગૃહત્યાગી તપસ્વી

૩ આનંદ શ્રાવકના આખ્યાનમાં આચાર્ય હેમચંદ્ર 'પૂતિપલાશ' નામ આપે છે.

૪ મૂળમાં ચૌદ હજાર સાધુઓ અને છત્રીસ હજાર સાધ્વીઓ.

કુતૂહલખાતર, અર્થ પૂછવા, નહીં સાંભળેલું સાંભળવા અને સાંભળેલું શંકારહિત કરવા, પ્રશ્નો પૂછવા, ઘરબાર તજી સાધુ થવા, કે શ્રાવક (ગૃહસ્થ)નાં વ્રત લેવા, ભક્તિના રાગથી, કે આચાર માની—એમ જુદાં જુદાં અનેક પ્રયોજનથી ત્યાં આવ્યાં. [૯]

ભગવાન આવ્યાની વાત આનંદે પણ જાણી. તેને વિચાર આવ્યો કે, આવા અરહંત ભગવતોનું નામ-ગોત્ર સાંભળવાથી પણ મહાફળ થાય છે, એમ કહેવાય છે, તો પછી તેમની પાસે જઈ તેમને વંદન—નમસ્કાર કરીએ, તેમની ઉપાસના કરીએ, તેમનું આર્ય અને ધર્મયુક્ત એક પણ વચન સાંભળીએ, તથા તેમની પાસેથી વિપુલ અર્થ ગ્રહણ કરીએ, તો તો કેટલું બધું કલ્યાણ થાય? માટે લાવ, હું તે શ્રમણ ભગવાનનાં[1] વંદન—નમસ્કાર કરવા જાઉં, અને તેમની ભલી પેરે ઉપાસના કરું. [૧૦]

આવો વિચાર કરી, તે સ્નાનાદિ પરવારી, નિર્મળ વસ્ત્રો તથા થોડાં પણ બહુમૂલા આભરણો પહેરી, ઘેરથી માણસોના વૃંદ વડે વીંટળાઈને પગપાળો ત્યાં જવા નીકળ્યો.[2] ત્યાં આવી તેણે ભગવાન પાસે જઈ, તેમની ત્રણ વાર પ્રદક્ષિણા[3] કરી, તથા નમસ્કાર વગેરે કર્યા. [૧૦]

---

૧. મૂળમાં તેમને માટે "કલ્યાણરૂપ, મંગળરૂપ, દેવરૂપ, અને ચૈત્યરૂપ" એટલાં વિશેષણ વધુ છે

૨ તે વખતે તેના માથા ઉપર કોરંટવૃક્ષનાં ફૂલની માળાઓવાળું છત્ર ધરવામાં આવ્યું હતું એવું મૂળમાં વધુ છે.

૩ आयाहिणं पयाहिणं ।

ભગવાને ત્યાં ભેગી થયેલી મોટી[1] પરિષદને ધર્મકથા કહી. [૧૧]

"સંસારમાં જીવને આ ચાર વસ્તુઓ મળવી મુશ્કેલ છે : મનુષ્યપણું, ધર્મનું શ્રવણ, શ્રદ્ધા, અને સંયમમાં પુરુષાર્થ સામાન્ય રીતે જીવો વિવિધ કામનાઓથી મૂઢ બની, તથ અનેક કર્મો કરી, પરિણામે સંસારમાં અનેકવિધ યોનિઓમ જન્મ-મરણ પામ્યા કરે છે. તેઓ કોઈ વાર દેવલોકમાં કોઈ વાર નરકલોકમાં, તો કોઈ વાર અસુરલોકમાં પણ જાય છે. પરંતુ રાજાઓ જેમ કામિની–કાંચનથી કંટાળત નથી, તેમ અધમ કર્મોને વળીવળીને આચરતાં તે પ્રાણીએ વારંવાર બદલાતી યોનિઓમાં જન્મતાં કંટાળતાં નથી કામનાઓ વડે મૂઢ બનેલાં તથા વિવિધ કર્મોવાળાં તે પ્રાણીઓ આમ અત્યંત દુઃખ અને વેદના અનુભવતાં મનુષ્ય સિવાયની યોનિઓમા જ (સામાન્ય રીતે) ભટક્ય કરે છે. તેમ કરતાં કરતાં, ઘણે લાંબે કાળે, ક્રમે કરીને કોઈ વાર શુદ્ધિ પામેલા વિરલ જીવો કર્મોનો નાશ થઈ શકે તેવું મનુષ્યપણું પ્રાપ્ત કરે છે.

"પરંતુ એ પ્રમાણે દુર્લભ એવું મનુષ્યપણું પામવ છતાંય તપ, ક્ષમા, અને અહિંસામાં પ્રવૃત્તિ કરાવનાર સદ્ધર્મનું શ્રવણ થવું દુર્લભ છે.

"કદાચ કોઈને સદ્ભાગ્યવશાત્ ધર્મનુ શ્રવણ પ્રાપ્ત થાય, તોપણ તેમાં શ્રદ્ધા ઉત્પન્ન થવી અતિ દુર્લભ છે ઘણાય લોકો ધર્મ જાણવા છતાં તેનાથી દૂર રહે છે.

---

૧ महइमहालियाए ।

"અને કદાચ કોઈને ધર્મમાં શ્રદ્ધા પણ ઉત્પન્ન થાય, પરંતુ તે પ્રમાણે પુરુષાર્થ કરવો એ તેથી પણ દુર્ઘટ છે. કારણ કે, ઘણા માણસોને સારી સારી વસ્તુઓમાં શ્રદ્ધા હોવા છતાં, તે પ્રમાણે તેઓ આચરણ નથી કરતા."[૧]

ભગવાનનું પ્રવચન સાંભળી, આનંદ હૃષ્ટ, તુષ્ટ, અને પ્રસન્ન થયો. પછી બધી પરિષદ અને રાજા વગેરે વિદાય થયા બાદ, તે ભગવાન પાસે જઈને બોલ્યો :—

"હે ભગવાન! તમારા પ્રવચનમાં[1] મને શ્રદ્ધા થઈ છે, પ્રતીતિ થઈ છે, તથા રુચિ થઈ છે તમે જે કહો છો તે યથાર્થ છે, સત્ય છે. પરંતુ બીજા અનેક મુમુક્ષુ[2] આપનું પ્રવચન સાંભળી, ઘરબાર તજી, આપની પાસે ભિક્ષુ બને છે, તેવું કરવાનું મારામાં સામર્થ્ય નથી; એટલે હું બાર પ્રકારનો ગૃહસ્થ-ધર્મ આપની પાસેથી સ્વીકારવા ઇચ્છુ છુ." [૧૨]

ભગવાને કહ્યુ :—

"હે દેવાનુપ્રિય! તને સુખ થાય તેમ કર.[3]" [૧૨]

ત્યાર બાદ આનંદગૃહપતિએ શ્રમણ-ભગવાન મહાવીર પાસેથી [પાંચ અણુવ્રત[4] અને સાત શિક્ષાવ્રતવાળો[5]] બાર પ્રકારનો ગૃહસ્થધર્મ સ્વીકાર્યો. પાંચ અણુવ્રત તેણે આ પ્રકારે લીધાં —

૧. મૂળ: निग्गंथ पावयण — નિર્ગ્રંથોનું ઉપદેશજ્ઞાન.

૨ મૂળમાં પા ૬, નોંધ ૪માં જણાવેલા રાજા, યુવરાજ, શેઠ, સેનાપતિ વગેરે બધા ગણાવ્યા છે.

૩. 'मा पडिबंधं करेह'।

૪ અણુવ્રત એટલે મહાવ્રતથી ઊતરતું એવું નાનું વ્રત. સાધુ તો હિંસા-અસત્ય-ચૌર્ય-અબ્રહ્મચર્ય-પરિગ્રહ એ પાંચ મહાપાપના સર્વથા ત્યાગરૂપ મહાવ્રત લે છે, પણ ગૃહસ્થ તે મહાપાપોનો સર્વથા નહીં, પણ અમુક મર્યાદામાં ત્યાગ કરવારૂપી અણુવ્રત લે છે.

૫. આત્માને 'શિક્ષા' — કેળવણી માટેનું
જુદરૂપો માટેના આ જાતના જ વ્રત માટેનું બો.

(૧) સ્થૂલ–હિંસા–ત્યાગ :—

“ હું જીવીશ ત્યાં સુધી મન–વાણી–કાયાથી એમ ત્રણે પ્રકારે ‘ સ્થૂલ ’ ( એટલે કે મોટી મોટી ) હિંસા[1] જાતે નહીં કરું કે બીજા પાસે નહીં કરાવું.[2] [૧૩]

(૨) સ્થૂલ–અસત્ય–ત્યાગ :—

“ હું જીવીશ ત્યાં સુધી મન–વાણી–કાયાથી એમ ત્રણે પ્રકારે, સ્થૂલ ( એટલે કે મોટું મોટું )[3] અસત્ય જાતે નહીં બોલું, કે બીજા પાસે નહીં બોલાવું. ” [૧૪]

(૩) સ્થૂલ–ચૌર્ય[4]–ત્યાગ :—

---

૧. સ્થૂલ હિંસા એટલે કે, સ્થાવર અને ત્રસ એ બે પ્રકારનાં પ્રાણીઓમાંથી ત્રસ પ્રાણીઓની હિંસા (ત્રાસ પામવા છતાં જે દોડાદોડ ન કરી શકે તેવા પૃથ્વી–પાણી–અગ્નિ–વાયુ–વનસ્પતિ એ પાંચ પ્રકારના પ્રાણો સ્થાવર છે; અને દુઃખ પામતાં ત્રાસીને નાસી જઈ શકે તેવા જંગમ પ્રાણો ‘ત્રસ’ છે ) સાધુ તો સ્થાવર અને ત્રસ એ બંને પ્રકારના તમામ પ્રાણોની, મન–વાણી–કાયાથી એમ ત્રણ પ્રકારે, તેમ જ જાતે કરવી, બીજા પાસે કરાવવી, અથવા કોઈ કરતું હોય તેને અનુમતિ આપવી એમ ત્રણે રીતે (અર્થાત્ ગૃહસ્થની પેઠે જાતે કરવી કે બીજા પાસે કરાવવી એમ માત્ર બે રીતે જ નહીં ) હિંસા ન કરવાની પ્રતિજ્ઞારૂપી મહાવ્રત લે છે.

૨ ગૃહસ્થની બાબતમાં, ‘કરનારને અનુમતિ નહીં આપું’ એ ત્રીજી રીત નથી લીધી; કારણકે ગૃહસ્થને છૈયાછોકરા, નોકરચાકર હોય; અને તેઓ જે કાંઈ હિંસા જૂઠ વગેરે કરે, તેમાં તેની અનુમતિ કહેવાય જ.— અનુ૦.

૩. મોટું મોટું જૂઠ એટલે કે, વિવાહ, પશુ, જમીન, થાપણ, અને સાક્ષી એ પાંચ મોટી બાબતોને લગતું તે ઉપરાંત બીજી નજીવી બાબતોને માટે પણ જૂઠું બોલવામાં આવે છે. સાધુ તો નજીવું કે મોટું બધા પ્રકારનું અસત્ય ત્યાગે છે, ત્યારે ગૃહસ્થ તો વ્યવહારની આ મોટી મોટી બાબતોને લગતું જૂઠ ત્યાગવારૂપ અણુ એટલે કે નાનું વ્રત લે છે.

૪ મૂળ : अदत्तादान । ‘અદત્ત’ એટલે ન આપેલું, ‘આદાન’ એટલે લેવું તે.

"હું જીવીશ ત્યાં સુધી મન-વાણી-કાયાથી એમ ત્રણે પ્રકારે, સ્થૂલ (એટલે કે મોટી મોટી)[1] ચોરી જાતે નહીં કરું કે બીજા પાસે નહીં કરાવું." [૧૫]

(૪) સ્વદાર-સંતોષ :—

"હું મારી પોતાની સ્ત્રીથી જ સંતોષ માનીશ; મારી ભાર્યા શિવનંદાને છોડી, બીજી કોઈ પણ (દેવ-મનુષ્ય-પશુ) સ્ત્રી સાથે હું મૈથુન સેવીશ નહીં." [૧૬]

(૫) ઇચ્છાઓની મર્યાદા[2] :—

[હિરણ્યસુવર્ણની બાબતમાં :—] "ચાર કરોડ (પાલી) સોનું નિધિ તરીકે સંઘરવામાં, ચાર કરોડ વ્યાજે, અને ચાર કરોડ ઘરના વાપરમાં,—એ સિવાય વધુ સુવર્ણ રાખવાનો હુ ત્યાગ કરું છું." [૧૭]

[ઢોર-ઢાંખની[3] બાબતમાં :—] "દશ હજાર ગાયનો એક એવા ચાર વ્રજ (ગોકુળ) સિવાય વધુ પશુ રાખવાનો હું ત્યાગ કરું છું." [૧૮]

---

૧. મોટી મોટી ચોરી એટલે કે, ચોરીની વસ્તુ લેવી, ચોરને મદદ કરવી, ખોટા લેખ-પત્ર લખવા, પરઘર પ્રવેશ કરવો, રાજાએ મનાઈ કરેલ દાણચોરી વગેરે કામ કરવા, ખોટા તોલ-માપ રાખવાં, સારી વસ્તુ બતાવી ખરાબ આપવી, ખાતર પાડવું, ખીસું કાતરવું, તાળાં તોડવા, વાટપાડુનું કામ કરવું, વગેરે ત્યારે સોપારી, છીંકણી વગેરે થોડી કિંમતની વસ્તુની તથા માલિક ભ્રમમાં પણ પડે નહીં તેની ચોરી તે નાની ચોરી સાધુ નાની-મોટી તમામ ચોરી ત્યાગે; ગૃહસ્થ મોટી મોટીનો ત્યાગ કરે.

૨. इच्छा विधिपरिमाणम ।

३ चतुष्पद ।

[જમીનજાગીર[1]ની બાબતમાં :—] "(ચાલીસ હજાર ચોરસ હાથ જમીન એટલે એક 'નિવર્તન'. એવાં સો નિવર્તન એક હળ ખેડે; તેવાં-) પાંચસો હળથી ખેડાય તેટલી જમીન સિવાય વધુ જમીન રાખવાનો હું ત્યાગ કરું છું." [૧૯]

[ગાડી-ગાડાંની[2] બાબતમાં :—] "ગામતરું કરનારાં[3] પાંચસો, અને ખેતરમાંથી માલની લે-મૂક કરનારાં[4] પાંચસો ગાડાંથી વધુ ગાડાં રાખવાનો હું ત્યાગ કરું છું." [૨૦]

[વહાણોની[5] બાબતમાં :—] "મુસાફરી કરવા માટે ચાર, અને સામાનની લે-મૂક કરવા માટેનાં ચાર વહાણોથી વધુ વહાણો રાખવાનો હું ત્યાગ કરું છું. [૨૧]

સાત શિક્ષાવ્રત[6] તેણે આ પ્રમાણે લીધાં :—

[(૧) દિગ્વ્રત : અર્થાત્ દશેદિશામાં અમુક હદ સુધી જ હરવા-ફરવાની મર્યાદા નક્કી કરી.]

(૨) ઉપભોગ-પરિભોગની[7] વસ્તુઓની મર્યાદા :—

[શરીર લોહવાના વસ્ત્ર ('ઉલ્લણિયા')ની બાબતમાં:—] "સુગંધી રાતો અંગૂછો ['ગંધકાષાયી' નામથી ઓળખાતા

---

૧. क्षेत्रवास्तु । ૨. शकट । ૩. दिसा-यत्तिय (यात्रिक) ।
૪. संवाहणिय (सांवाहनिक) । ૫. वाहण ।

૬. મૂળ સૂત્રમાં આ સાતમાંથી માત્ર ઉપભોગ-પરિભોગ-પરિમાણ અને અનર્થદંડત્યાગ એમ બીજા અને ત્રીજા શિક્ષાવ્રતનો જ નામથી ઉલ્લેખ છે; બાકીનાં વ્રતો તરત જ પછી તે વ્રતોના બતાવેલા અતિચારો ઉપરથી સમજી લેવાનાં છે.

૭. ઘર, વસ્ત્ર વગેરે વારંવાર ભોગવી શકાય તેવી વસ્તુઓ તે 'ઉપભોગ'; અને આહાર, વિલેપન વગેરે એક જ વાર ભોગવી શકાય તેવી વસ્તુઓ તે 'પરિભોગ'.

અંગૂછા ] સિવાય બીજા કોઈ વસ્ત્રથી શરીર લોહવાનો હું ત્યાગ કરુ છું." [૨૨]

[ દાતણની બાબતમાં :— ] "લીલી જેઠીમધ[૧] સિવાય બીજા કશાથી દાતણ કરવાનો હું ત્યાગ કરુ છુ." [૨૩]

[ નાહવામાં વાપરવાના ફળની બાબતમાં :— ] "ઠળિયો બંધાયા વિનાના કાચા આમળા[૨] સિવાય સ્નાનમાં બીજું કોઈ ફળ વાપરવાનો હું ત્યાગ કરું છુ." [૨૪]

[ શરીરે ચોળવાના તેલની[૩] બાબતમાં :— ] "શતપાક અને સહસ્રપાક તેલ[૪] સિવાય બીજું કોઈ તેલ શરીરે ચોળવાનો હું ત્યાગ કરુ છું." [૨૫]

[મેલ કાઢવા શરીરે ચોળવાની પીઠીની[૫] બાબતમાં:—] "ઘઉંના સુગંધી આટા[૬] સિવાય બીજી કોઈ પીઠી શરીરે ચોળવાનો હું ત્યાગ કરુ છું." [૨૬]

[ નાહવાના પાણીની બાબતમાં :— ] "ઊંટ ઉપર પાણી લાવવા વપરાતા આઠ ઘડાઓ ભરીને પાણી કરતાં વધુ પાણી નાહવામાં વાપરવાનો હું ત્યાગ કરું છું." [૨૭]

[ પહેરવાનાં કપડાંની બાબતમાં :— ] "એક જોડ સુતરાઉ વસ્ત્ર સિવાય વધુ વસ્ત્ર પહેરવાનો હું ત્યાગ કરું છુ." [૨૮]

---

૧ अल्ल (आर्द्र) लट्ठीमहु । ૨. 'क्षीरामलक' ।

૩ अब्भंगण-अभ्यंजन ।

૪. સો અને હજાર ચીજોનુ ગાળેલુ ? કે સો અને હજાર જેટલી કિંમતનું ?

૫ उव्वट्टण-उद्वर्तन ।

૬. सुरहि गंधट्ट । કપૂર વગેરે સુગંધી દ્રવ્યોનું ચૂર્ણ (આટો), કે ઘઉંનો સુગંધી આટો એમ અર્થ થઈ શકે.

[શરીરે કરવાના વિલેપનની બાબતમાંઃ—] "અગરુ, કુંકુમ અને ચંદન વગેરે* સિવાય બીજા કશાનું વિલેપન કરવાનો હું ત્યાગ કરું છું. [૨૯]

[પુષ્પની બાબતમાંઃ—] "એક શુદ્ધ પદ્મ અથવા માલતીની માળા સિવાય બીજાં ફૂલ વાપરવાનો હું ત્યાગ કરું છું." [૩૦]

[આભરણની બાબતમાંઃ—] "સાદાં કુંડળ અને નામવાળી વીંટી[1] એ સિવાય બીજાં આભરણોનો હું ત્યાગ કરુ છુ." [૩૧]

[ધૂપની બાબતમાંઃ—] "અગરુ, તુરુષ્ક વગેરે* સિવાય બીજા કશાનો ધૂપ કરવાનો હું ત્યાગ કરું છું.".

[હવે ભોજનની મર્યાદાઓમાં – પ્રથમ પીણાની બાબતમાંઃ—] "(મગનુ કે ભૂંજેલા ચોખાનું) કટ્ટપેયા નામનું પીણું છોડી, બીજું પીણું પીવાનો હું ત્યાગ કરું છું." [૩૩]

[મીઠાઈની[2] બાબતમાંઃ—] "ઘેબર,[3] અને ખાંડખાજાં[4] સિવાય બીજી મીઠાઈ ખાવાનો હું ત્યાગ કરું છું." [૩૪]

[ચોખાની બાબતમાંઃ—] "કલમી ચોખા[5] સિવાય બીજા ચોખા ખાવાનો હું ત્યાગ કરું છું." [૩૫]

---

*આમ 'વગેરે' શબ્દ મૂકવાથી પરિમાણ—મર્યાદાનો કશો ખ્યાલ આવતો નથી; બીજી બાબતોમાં તો નક્કી નામ કે પરિમાણ બતાવેલું છે. ટીકાકારે પણ આ વિષે કશું લખ્યુ નથી.

૧. 'નામમુદ્રા'. ૨. મૂ૦. મક્ષ્ય। ૩. ઘયપુણ્ણ। ૪. ખંડખજ્જ।

૫ મૂળ: कलमशालो। આ જાત પૂર્વ દેશમાં પ્રસિદ્ધ છે, એમ ટીકાકાર જણાવે છે

[દાળની[1] બાબતમાં —] "કલાય, મગ કે અડદ સિવાયની બીજી દાળ ખાવાનો હું ત્યાગ કરું છું" [૩૬]

[ઘીની બાબતમાં —] "શરદ ઋતુના ગાયના દાણાદાર ઘી સિવાય બીજું ઘી ખાવાનો હું ત્યાગ કરું છું" [૩૭]

[શાકની બાબતમાં —] "બથવો, અગથિયો કે ડોડી,[2] સિવાય બીજું શાક ખાવાનો હું ત્યાગ કરું છું" [૩૮]

[રસ ('માહુરય')ની બાબતમાં —] "પાલગામાધુર[3] સિવાય બીજો રસ પીવાનો હું ત્યાગ કરું છું" [૩૯]

[ખાટા-તીખા[4]ની બાબતમાં —] "ખાટિયું કે વાટી દાળનું ખાટું વડું[5] એ સિવાય બીજી વાનીનો હું ત્યાગ કરું છું" [૪૦]

[પાણીની બાબતમાં —] "આકાશમાંથી પડેલા[6] (ટાંકાનાં) પાણી સિવાય બીજું પાણી પીવાનો હું ત્યાગ કરું છું" [૪૧]

---

૧ મૂળ સૂત્ર (સૂપ)।

૨ વત્થુ સુત્થિય-મંડુક્કિય૦।

૩ શલ્લકી (શાલ) નામના ઝાડના ગુંદરમાંથી બનાવેલું મધુર પીણું આચારાંગ સૂત્ર ૨-૧ ૮માં તેને શલ્લકીપાનક કહ્યો છે પાલગા એ શલ્લકીનું દ્રાવિડિયન ભાષાનું (સર૦ તેલુગૂ અને તામિલ પાલગી) નામ લાગે છે

૪ મૂળ 'જેમણ'—જમતાં મોં સ્વાદવાળું કરવા જે ખાટું-તીખું લેવાય છે તે—વ્યંજન

૫ 'સેધામ્લ', અને 'દાલિકામ્લ' સેધામ્લ એટલે દહીંવડું અર્થ પણ લેવાય છે

૬ 'અંતરિક્ષોદક'

[મુખવાસની બાબતમાં —] "એલચી, લવંગ, કપૂર, કંકોલ અને જાયફળ – એ પાંચ સુગંધી દ્રવ્યોવાળા તાંબૂલ સિવાય બીજા મુખવાસનો હું ત્યાગ કરું છું." [૪૨]

(૩) પોતાના શરીર વગેરે કશાના પ્રયોજન વિનાની — વ્યર્થ હોવા છતાં પાપબંધન ઊભું કરનારી ચાર પ્રકારની 'અનર્થદંડ' કહેવાતી પ્રવૃત્તિઓનો ત્યાગ. તે ચાર પ્રકારો જેમકે —

૧. ઇષ્ટ વસ્તુ મળે, અનિષ્ટ વસ્તુ દૂર થાય એવી કલ્પનાઓ – ચિંતન કરવા તથા હિંસા, અસત્ય, ચોરી અને વિષયસંરક્ષણ રૂપી પાપપ્રવૃત્તિઓના ઘાટ ઘડવા – એ વગેરે 'અપધ્યાન', ૨ કુતૂહલને કારણે ગીત–નૃત્ય–નાટક જોવા, કામશાસ્ત્રનું પરિશીલન કરવું, દ્યૂત–મદ્ય–ક્રીડા–વેર, સ્ત્રી–ખાનપાન–દેશ–રાજકારણ સંબંધી નકામી વાતચીત, રોગ અને શ્રમ સિવાય લાંબો કાળ સૂઈ રહેવું વગેરે 'પ્રમાદ', ૩. જીવહિંસામાં કારણભૂત થાય તેવાં ઘંટી–ખાંડણિયો–કોશ–કોદાળી–શસ્ત્ર વગેરે સાધનોની વ્યાવહારિક આપ–લે રૂપી હિંસ્રપ્રદાન', ૪. પશુઓને પલોટવાં, ખેતર ખેડવા, પશુને ખસી કરવાં વગેરે પાપકર્મોની સલાહ આપવા રૂપી 'પાપકર્મોપદેશ'[1] [૪૩]

[(૪)[2] સામાયિક વ્રત. અર્થાત્ ખોટાં ચિંતન અને સંકલ્પોનો ત્યાગ કરી, કાયિક તથા વાચિક પાપકર્મોનો

૧ અહીં સુધીના ત્રણ શિક્ષાવ્રતોને 'ગુણવ્રત' પણ કહે છે. ગૃહસ્થના મૂળ પાંચ અણુવ્રતોને તે ગુણકારક–ઉપયોગી છે.

૨ પા. ૧૨, નોંધ ૧માં જણાવ્યા પ્રમાણે આવા [ ] કૌંસમાં હવે પછી મૂકેલા બાકીના ચાર શિક્ષાવ્રતોનો પણ મૂળમાં નામથી ઉલ્લેખ નથી, પરંતુ પછી તેમના વર્ણનના અતિચારો ઉપરથી તેમને અહીં સમજી લેવાના છે.

ત્યાગ કરી, અમુક વખત સુધી સમતા ધારણ કરીને બેસવાનું વ્રત. (ગૃહસ્થ તેટલા સમય પૂરતો યતિ જેવો થાય છે આમાં દોષયુક્ત વ્યાપારનો જ નિષેધ છે, બાકી, સ્વાધ્યાય, પાઠ, આદિ નિર્દોષ વ્યાપાર કરવાની છૂટ છે જોકે યતિની પેઠે તેમાં દેવપૂજાનો તો ત્યાગ જ કરવામાં આવે છે જિન મંદિરમાં, સાધુની સમીપમાં, પૌષધશાળા[1]માં, કે પોતાને ઘેર આ વ્રત ઓછામાં ઓછું એક મુહૂર્ત (૪૮ મિનિટ) કરવામાં આવે છે.)]

[(૫) દેશાવકાશિક વ્રત. અર્થાત્ દિગ્વ્રત રૂપી પ્રથમ શિક્ષાવ્રતમાં દશ દિશાઓમાં પ્રવૃત્તિની જે મર્યાદા બાંધી હોય, તેને પણ થોડા વખત પૂરતી ઘટાડી ('દેશ'), અવસ્થાન કરવું ('અવકાશ') તે. (દિગ્વ્રતના પરિમાણને ઘટાડવાની પેઠે બીજાં અણુવ્રત વગેરેની છૂટને પણ તે પ્રમાણે થોડો વખત ઘટાડવામાં આવે છે.)]

[(૬) પૌષધોપવાસવ્રત અર્થાત્ આઠમ, ચૌદશ, પૂનમ અને અમાવાસ્યાને રોજ ચાર ટંકનો ઉપવાસ કરી કુપ્રવૃત્તિનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય ધારણ કરવું, અને સ્નાનાદિ શરીર-સંસ્કારોનો ત્યાગ કરવો તે. (તેના મૂળમાં 'ઉપવસથ' ઉપરથી ઉપવાસ અને ઉપાસનાનો ભાવ મુખ્યત્વે છે.[2] પૂરા પૌષધવ્રતમાં સાથે સામાયિક વ્રત કરવાનું હોય છે.)]

[(૭) યથાસંવિભાગવ્રત. અર્થાત્ ભિક્ષા માટે ભોજનકાળે આવેલા સાધુ વગેરે અતિથિને ન્યાયથી પેદા

---

૧ ઉપાસના, ધ્યાન વગેરે માટેનું અલગ મકાન

૨. જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ ન ૨

કરેલ તથા નિર્દોષ એવાં અન્ન-પાન, પાત્ર-આચ્છાદન અને રહેઠાણ વગેરેનું દાન કરવું તે.]

[આનંદ ગૃહપતિએ ભગવાન મહાવીર પાસેથી આમ પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત[1] મળીને થતો બાર પ્રકારનો શ્રાવકધર્મ સ્વીકાર્યો, અને એમ તે શ્રમણ-ભગવાન મહાવીરનો ગૃહસ્થવર્ગનો શિષ્ય અર્થાત્ શ્રમણોપાસક—શ્રાવક બન્યો. હવે જે જાતની પ્રવૃત્તિથી તેણે સ્વીકારેલાં એ વ્રતોનો દેખીતો ભગ થયો કહેવાય નહી, તેમ છતાં જે જાતનાં સ્ખલનોથી એ સ્વીકારેલો ગુણ મલિન થાય અને ધીરેધીરે હ્રાસ પામી ચાલ્યો જાય, એવાં દરેક વ્રતના 'અતિચાર'[2] નામનાં સ્ખલનો પ્રત્યે શ્રમણોપાસક આનંદનુ ધ્યાન ખેચતા] શ્રમણ-ભગવાન મહાવીરે પછી આનંદને કહ્યુ —

"હે આનંદ જિનોના સમ્યક્—સારા ધર્મમાર્ગ ઉપર શ્રદ્ધા કરવા રૂપી સમ્યક્ત્વ[3] તેં સ્વીકાર્યું, અને એ રીતે તું શ્રમણોપાસક બન્યો, તથા જિનમાર્ગ પ્રમાણે જીવ-અજીવ તત્ત્વોનુ સ્વરૂપ સમજ્યો, હવે [કઈ ક્રિયાઓથી કે સાધનોથી

કર્મબંધન થાય છે, કેવી રીતે તેને રોકી શકાય છે, અને કેવી રીતે તેને ખંખેરી નાખી મોક્ષ પામી શકાય છે, એ પણ તું સમજ્યો છે; હવે તને બીજા કશાની મદદની જરૂર ન રહે, તથા દેવ–નાગ–યક્ષ વગેરે] કોઈપણ તને તારી મર્યાદામાંથી કે શ્રદ્ધામાંથી ચળાવી ન શકે.

"પણ તારી તે શ્રદ્ધા–સમ્યક્ત્વ–માં તારે અવિચલિત રહેવું હોય, તો મુખ્યત્વે[1] નીચેની પાંચ બાબતો કે જે સમ્યક્ત્વને બગાડનાર–અતિચારરૂપ છે, તેમને તું જાણી લે, અને કદી આચરીશ નહીં: તે જેમકે: ૧. (મનની ડામાડોળ સ્થિતિ); ૨. કાંક્ષા (ઘડીકમાં એક માન્યતા ધારણ કરવી, અને ઘડીકમાં બીજી માન્યતા ધારણ કરવી તે); ૩. વિચિકિત્સા (વ્રત–નિયમ વગેરેનું ફળ મળશે કે નહીં એવી શંકા[2] કર્યા કરવી તે, અથવા જ્ઞાની પુરુષોની ઘૃણા કરવી તે), ૪. પરપાખંડપ્રશંસા (બીજાના મતની પ્રશંસા);[3] અને ૫. પરપાખંડસંસ્તવ (બીજા મતવાળાઓનો સંસર્ગ). [૪૪]

"તે જ પ્રમાણે—

---

૧. પેયાલા=પ્રધાનાઃ। અર્થાત્ આ પાંચ તો ઉપલક્ષણ–ઉદાહરણરૂપ જ છે; બીજા તે જાતના સમજી લેવા. પછીનાં બારે વ્રત અને છેવટના સંલેખના વ્રતના અતિચારોની બાબતમાં આ શબ્દ મૂકેલો છે

૨ શંકા અને વિચિકિત્સા વચ્ચે એવો ભેદ બતાવાય છે કે, શંકા તો તત્ત્વોના સ્વરૂપને લગતી હોય છે. ત્યારે વિચિકિત્સા ક્રિયાની બાબતમાં હોય છે

૩. જોકે આનો અર્થ એ નથી સમજવાનો કે પોતા સિવાય બીજાના સંપ્રદાય કે ધર્મની નિંદા કરવી.

"[૧] સ્થૂલ હિંસાના ત્યાગની પ્રતિજ્ઞા લેનાર શ્રાવકે અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ ન કરવી — કોઈને બાંધવો (बंध), કોઈને નિર્દયપણે મારવો (वध), કોઈના અંગ પ્રત્યંગ કાપવા (छविच्छेद), ગજા ઉપરાંત ભાર ભરવો કે કામ કરાવવું (अतिभार), કોઈનું ખાનપાન બંધ કરાવવું (भक्तपानव्युच्छेद) [આ તથા આના જેવી પ્રવૃત્તિઓથી ભલે વ્રતનો ભંગ કર્યો શબ્દથી ન કહેવાય, પણ આ બધું કરનારનું હિંસાત્યાગનું વ્રત મલિન થઈ થોડે વખતે જરૂર હ્રાસ પામે જ] [૪૫]

"[૨] સ્થૂલ અસત્ય (मृषावाद)ના ત્યાગની પ્રતિજ્ઞા લેનાર શ્રાવકે અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ ન કરવી — કોઈ ઉપર વગર વિચાર્યે આળ મૂકવું, કોઈની ગુપ્ત વાત પ્રકાશિત કરવી, પોતાની સ્ત્રીની ગુપ્ત વાતો પ્રકાશિત કરવી,[1] ખોટી સલાહ આપવી, અને ખોટા લેખ કરવા[2] [૪૬]

"[૩] સ્થૂલ ચૌર્યના ત્યાગની પ્રતિજ્ઞા લેનાર શ્રાવકે નીચેની પ્રવૃત્તિઓ ન કરવી — ચોરીનો માલ રાખવો, ચોરી

૧ ટીકાકાર કહે છે તેમ સ્ત્રીની એ ગુપ્ત વાત ભલે સાચી હોય, તો પણ પ્રગટ કરવાથી તે ફજેતીને કારણે આત્મહત્યા કરે કે દૂભાય ઇત્યાદિ યોગશાસ્ત્ર ૩ ૯૦માં હેમચંદ્રાચાર્ય આને બદલે વિશ્વસ્તમંત્રભેદ એવો અતિચાર મૂકે છે અર્થાત્ પોતાના ઉપર વિશ્વાસ રાખનારા સ્ત્રી મિત્ર વગેરે કોઈની વાત ખુલ્લી કરી દેવી તે આમાં ને ઉપર આવેલા કોઈની ગુપ્ત વાત પ્રકાશિત કરવા રૂપી અતિચારમાં તફાવત એ છે કે પેલામાં તો કોઈની ખાનગી વાત તેણે કહી ન હોય અને જાણી હોય છે ત્યારે આમાં તો પેલાએ વિશ્વાસ રાખી આપણને તેની ગુપ્ત વાત કહી હોય છે

૨ જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં ૫

કરવા પ્રેરણા કરવી, બે વિરોધી રાજ્યે નિષિદ્ધ કરેલી સીમાનું (દાણચોરી ખાતર) ઉલ્લંઘન કરવું, ખોટાં તોલમાપ રાખવાં; મેળસેળ કરીને કે બનાવટી વસ્તુ મૂળને બદલે બતાવીને વહેવાર કરવો. [૪૭]

"[૪] સ્વદારસંતોષ વ્રતની પ્રતિજ્ઞા લેનાર શ્રાવકે અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ ન કરવી — [૧]વેશ્યાગમન કરવું, કુમારી, વિધવા કે પતિરહિતાનો[૨] સંસર્ગ કરવો, બીજી સ્ત્રીઓ સાથે શૃંગારચેષ્ટા કરવી,[૩] બીજાના[૪] વિવાહો કરવા, અને કામભોગમાં તીવ્ર અભિલાષા રાખવી [૫] [૪૮]

"[૫] ઇચ્છાવિધિનું પરિમાણ કરવાની પ્રતિજ્ઞા લેનાર શ્રાવકે અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ ન કરવી — જમીન જાગીર, હિરણ્ય સુવર્ણ, ઢોરઢાંખ અને દાસદાસી, ધનધાન્ય,

---

૧ इत्वरपरिगृहीता। વેશ્યા એ કોઈની નિયત સ્ત્રી નથી અને પૈસા વગેરેથી થોડા વખત પૂરતી પોતાની બનાવી શકાય છે તેની સાથેના સંબંધને કોઈ કદાચ 'સ્વદારસંતોષ વ્રત'-નો ભંગ ન માને

૨ अपरिगृहीता। જે વેશ્યા નથી તેમ છતાં કુંવારી, વિધવા કે (પતિ પરદેશ ગયો હોવાથી કે ગાંડો થયો હોવાથી વસ્તુતઃ એ) પતિ વિનાની હોઈ, બીજા કોઈ પતિની સ્ત્રી અત્યારે નથી, તેને પણ સંબંધ પૂરતી સ્વ-સ્ત્રી ગણી કદાચ કોઈ વર્તે, અને વ્રતભંગ થનો ન માને

૩ અર્થાત્ સંભોગ સિવાયની કામચેષ્ટાઓ કરવામાં કોઈ કદાચ વ્રતભંગ થતો ન માને

૪ પોતાનાં કે પોતાનાં છોકરાં સિવાયનાં એમાં પણ નેરવ હેતુ બીજાઓને કામભોગમાં જોડી વિકૃત સ્વ-સંતોષ સાધવાનો હોઈ શકે

૫ સ્વ-સ્ત્રી સાથે પણ તીવ્ર કામાભિલાષ છેવટે વ્રતભંગ તરફ જ લઈ જાય

તથા ઘરવખરી—એ બધાનું જે પ્રમાણ નક્કી કર્યું હોય તેને (બીજી રીતે)[1] ઓળંગી જવું. [૪૯]

"[૬] દિગ્વ્રત ધારણ કરનાર શ્રાવકે અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ ન કરવી:—ઊર્ધ્વ દિશામાં, અધો દિશામાં, અને તિર્યગ્ દિશામાં જવા-આવવા માટે નક્કી કરેલા પ્રમાણનું ઉલ્લંઘન કરવું (એ ત્રણ), વેપાર કે કોઈ વ્યવહારુ કામ માટે ધારેલા ક્ષેત્રના માપમાં વૃદ્ધિ કરવી (અર્થાત એકનું બાકી રહેલું માપ બીજામાં વધારવું), તથા પ્રવાસને અંગે (મર્યાદાની) ચોક્કસ સ્મૃતિ ન રાખવી.[2] [૫૦]

"[૭] ઉપભોગ-પરિભોગ-પરિમાણ વ્રત ધારણ કરનાર શ્રાવકે ઉપભોગ-પરિભોગને 'ભોજન' (ભોગ) અને (તે ભોગનાં સાધન મેળવવા માટે કરાતાં) 'કર્મ' (આજીવિકા) એમ બે પ્રકારે સમજવો. હવે 'ભોજન'ની મર્યાદા સુરક્ષિત રાખવા અંગે અતિચારરૂપ નીચેની પાંચ પ્રવૃત્તિઓ ન કરવી:—સજીવ વસ્તુ ખાવી, સજીવ વસ્તુ સાથે સંબંધવાળી વસ્તુ

ખાવી, કાચી વનસ્પતિ[1] ખાવી, બરાબર નહીં રંધાયેલી વનસ્પતિ ખાવી, અને તુચ્છ[2] વનસ્પતિ ખાવી. 'કર્મ' (—આજીવિકા) વિષયક મર્યાદા સુરક્ષિત રાખવા અંગે અતિચારરૂપ નીચેની પાંચ પ્રવૃત્તિઓ ન કરવી. ભારે પાપ-કર્મનાં 'આદાન' એટલે કે કારણ હોવાથી તે પ્રવૃત્તિઓ 'કર્માદાન'[3] કહેવાય છે. તે જેમકે —

"(૧) જેમાં કોયલાનો કે બીજા બળતણનો સતત ઢગલાબંધ ઉપયોગ કરવો પડે તેવો, કે કોયલા પાડવાનો વેપાર ન કરવો, (૨) જેમાં વનોનો નાશ કરવો પડે તેવી પ્રવૃત્તિઓ ન કરવી, (૩) સંખ્યાબંધ ગાડા વગેરે વાહનો બનાવવાનો અને વેચવાનો વેપાર ન કરવો, (૪) ગાડા વગેરે વાહનો ભાડે ફેરવવાનો ધંધો ન કરવો; (૫) ભોંય ફાડવી પડે તેવો ધંધો ન કરવો; (૬) હાથીદાંત, શંખ, કચકડા વગેરેનો વેપાર ન કરવો, (૭) લાખ વગેરેનો વેપાર ન કરવો, (૮) સુરા વગેરે રસોનો વેપાર ન કરવો, (૯) સોમલ વગેરે વિષોનો વેપાર ન કરવો, (૧૦) કેશનો વેપાર ન કરવો, (૧૧) ધાણી, કોલાં વગેરે ચલાવવાનો[4] ધંધો ન કરવો, (૧૨) ખસી વગેરે કરવાનો[5] ધંધો ન કરવો, (૧૩) ખેતર, જંગલ વગેરે સાફ કરવા માટે દવ–અગ્નિ મૂકવાનો ધંધો ન કરવો; (૧૪) સરોવરો, તળાવો, ધરાઓ

---

૧ મૂળ 'ओषधि'। શાકભાજી
૨ જેમાં નાખી દેવાનું ઘણું અને ખાવાનું થોડું હોય એવી
૩ જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં ૯
૪. जंतपीलण।
૫. निर्लांछन।

વગેરે પૂરવાનો[1] ધંધો ન કરવો; (૧૫) દાસીઓ કે ગુલામો દ્વારા આજીવિકા ન ચલાવવી, તેમજ હિંસ્રપ્રાણીઓનો વેપાર કે પોષણ ન કરવું.[2] [૫૧]

"[૮] "અનર્થદંડના ત્યાગની પ્રતિજ્ઞાવાળા શ્રાવકે તે વ્રતના અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ મુખ્યત્વે ન કરવી. તે જેમકે:— કામોત્તેજક વાતો કરવી; ભાંડની પેઠે શરીરના ચાળા કરવા; બકબકાટ કરવો; મુશળ, કોદાળી તલવાર વગેરે સાધનોથી સંયુક્ત રહેવું;[3] અને આવશ્યકતા ઉપરાંતનાં ભોગપરિભોગનાં સાધનો રાખવાં.[3] [૫૨]

"[૯] સામાયિક વ્રત કરનાર શ્રમણોપાસકે તે વ્રતના અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ મુખ્યત્વે ન કરવી. તે જેમકે:— મન વાચા અને કાયા એ ત્રણનો દુષ્ટ પ્રયોગ[4] કરવો; અમુક નિયત વખતે સામાયિક કરવું જ એવી સામાયિકને અંગેની સ્મૃતિ તાજી ન રાખવી; અને સામાયિકને અવ્યવસ્થિત રીતે કરવું. [૫૩]

"[૧૦] "દેશાવકાશિકની મર્યાદા ધારણ કરનાર શ્રાવકે તે વ્રતના અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ મુખ્યત્વે ન કરવી. તે જેમકે:— પોતાની મર્યાદાનો ભંગ થાય એવી રીતે સંદેશા વગેરે દ્વારા કાંઈ મંગાવવું; તે માટે ખાસ કોઈને મોકલવો; તે માટે કોઈ પ્રકારનો અવાજ કરવો; આંખ

---

૧. શોષણ।

૨ વ્યભિચારની આવક માટે સ્ત્રીઓ (અસતી) પોષવી, તેમ જ પોપટ-કૂકડાં-મોર વગેરે પાળવાં વેચવાં—એવો અર્થ પણ કરાય છે.

૩. કારણકે, બીજા તે સાધનો માગી જાય, અને તે વડે થયેલી હિંસાના ભાગી આપણે બનવું પડે.

૪. દુષ્પ્રણિધાન।

વગેરેથી ઇશારા કરવા; અને તે માટે કાંઈ ફેંકવું કરવું. [૫૪]

"[૧૧] "પૌષધોપવાસ કરનાર શ્રમણોપાસકે અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ મુખ્યત્વે ન કરવી. તે જેમકે:—તપાસ્યા વિનાનાં કે બરાબર નહીં તપાસેલાં એવાં આસન કે પથારી વગેરેનો ઉપયોગ કરવો, સાફ કર્યા વિનાનાં કે બરાબર સાફ નહી કરેલાં એવાં આસન કે પથારી વગેરેનો ઉપયોગ કરવો; તપાસ્યા વિનાનાં કે બરાબર નહી તપાસેલાં શૌચ કે લઘુશંકાનાં સ્થાનોનો ઉપયોગ કરવો, સાફ કર્યા વિનાનાં કે બરાબર સાફ નહી કરેલાં એવાં શૌચ કે લઘુશંકાનાં સ્થાનોનો ઉપયોગ કરવો; અને પૌષધોપવાસ અવ્યવસ્થિતપણે કરવો. [૫૫]

"[૧૨] "યથાસંવિભાગવ્રત ધારણ કરનાર શ્રમણોપાસકે તે વ્રતના અતિચારરૂપ નીચેની પ્રવૃત્તિઓ મુખ્યત્વે ન કરવી. તે જેમકે:— ન આપવાની વૃત્તિથી ભોજનસામગ્રીને સચિત્ત વસ્તુમાં મૂકવી; કે સચિત્ત વસ્તુથી ઢાંકવી, અયોગ્ય સમયે દાન દેવાનો ઢોંગ કરવો; ન આપવાની બુદ્ધિથી પોતાનું હોય તેમ છતાં બીજાનું કહેવું; અને બીજાની હરીફાઈ કરીને આપવું. [૫૬]

[આ પ્રમાણે લીધેલાં વ્રતોને બરાબર તથા અતિચારો વિના પાળતાં પાળતાં કાળના દોષથી, શરીરની દુર્બળતાના દોષથી કે કોઈ વિઘ્નોના દોષથી જ્યારે સંયમધર્મ પાળવો અશક્ય થઈ જતો સમજાય, કે મૃત્યુકાળ નજીક આવી પહોંચેલો જણાય, ત્યારે શ્રાવક ધીરે ધીરે કે સદંતર

આહારનો ત્યાગ કરીને મરતા સુધી દોષોને ઘટાડતા જઈ સ્મૃતિ-સમાધિપરાયણ રહેવાનું] "અપશ્ચિમ મારણાંતિક સંલેખના વ્રત[1] [લે, ત્યારે તે વ્રત - પણ] નીચેના પાંચ અતિચારો વિનાનું જ પાળે. તે જેમકે: આ લોકની આસક્તિ[2] રાખવી; પરલોકની આસક્તિ રાખવી; જીવિતની આસક્તિ રાખવી; મરણની આસક્તિ રાખવી; અને કામભોગોની આસક્તિ રાખવી." [૫૭]

ભગવાન મહાવીર બોલી રહ્યા ત્યાર પછી આનંદે તેમને વંદન-નમસ્કાર કરી, નીચે પ્રમાણે આગ્રહ (अभिग्रह) સ્વીકાર્યો:—

"હે ભગવાન! રાજાની આજ્ઞા,[3] ગણની[4] આજ્ઞા, પોતાનાથી વધુ બળવાનની, દેવની આજ્ઞા, માતાપિતાની આજ્ઞા કે ગુરુજનને ઉપદ્રવ (થતો હોય તેમાંથી તેમને બચાવવા ખાતર કરવું પડે ત્યારે),[5] અને આજીવિકાનો અભાવ[6]—એટલાં છ કારણો બાદ કરીને બાકીને બધે જ પ્રસંગે આજથી હું બીજા સંપ્રદાયના માણસોને, બીજા સંપ્રદાયના દેવતાઓને, અને બીજા સંપ્રદાયે

1 'અપશ્ચિમ' એટલે છેવટનું — મરણ વખતનું; મારણાંતિક એટલે મરતા સુધીનું; સંલેખના - અર્થાત્ શરીર અને દોષોને ઘસી નાખવા માટે આહારત્યાગ - નું વ્રત.

૨. सम्प्रयोग।  ૩. अभियोग।

૪. જે સમુદાય પોતે જ આખો એકઠો મળી પોતાનું રાજ્ય સંભાળે છે, અને રાજા જેવો સરમુખત્યાર કે કુલમુખત્યાર રાખતો નથી, તે 'ગણ' કહેવાય છે. તે કાળમાં આવાં ગણસત્તાક રાજ્યો ઘણાં હતાં.

૫. गुरुनिग्रह।  ૬. वृत्तिकांतार।

સ્વીકારેલાંઓને[1] વંદન કે નમસ્કાર નહીં કરુ, પહેલાં તેમણે બોલાવ્યો હોય તે સિવાય તેઓની સાથે વાતચીત પણ નહીં કરુ, તેમ જ તેઓને ખાન, પાન, વગેરે[2] નહીં આપું.[3]

"આજથી હું (આપણા સંપ્રદાયના) તપસ્વી સાધુઓ [શ્રમણનિર્ગ્રંથો[4]]ને નિર્જીવ અને તપાસેલું[5] ખાન, પાન વગેરે તથા વસ્ત્ર, કંબલ, પાત્ર[6], હાથપગ પૂંછવાનું રજોયણું[7], સૂવાનુ પાટિયું[8], ઓઠિંગણ રાખવાનું પાટિયું[9], શય્યા, ઉતારો[10] અને ઓસડવેસડ આપતો રહીશ"

પછી કેટલાએક પ્રશ્નો શ્રમણ-ભગવાનને પૂછીને, તથા તેમને બરાબર સમજીને તે પોતાને ઘેર પાછો ફર્યો. ઘેર આવી તેણે પોતાની સ્ત્રીને કહ્યુ :—

"હે દેવાનુપ્રિયે![11] શ્રમણભગવાન મહાવીર પાસે

---

૧ અહીં તો ચૈત્યો (મંદિરો) વગેરેને

૨ મૂળમા – અશન, પાન, ખાદિમ (મુખવાસ), સ્વાદિમ (મેવો વગેરે સ્વાદુ વસ્તુઓ)

૩. તે સંપ્રદાય ઉપર શ્રદ્ધા ભક્તિ રાખીને કશું ન આપવાની વાત છે, દાન સેવા ખાતર અહીં આપવાનો નિષેધ નથી

૪ ગ્રંથિ – ગાંઠ (રાગદ્વેષ વગેરેની) જેમની છૂટી ગઈ છે તે નિર્ગ્રંથ. જૈન સાધુ માટે તે શબ્દ રૂઢ થયેલો છે

૫ प्रासुक, एषणीय । ૬ प्रतिग्रह । ૭. पादप्रोंछन ।

૮ पीठ । ૯ फलक ।

૧૦. संस्तारक – પથારી તેમ જ રહેવાનુ સ્થાન

૧૧ દેવોને પ્રિય. બૌદ્ધ રાજા અશોક પોતાને માટે દેવાનાંપ્રિય શબ્દ વાપરે છે કદાચ તે કારણે જ પછી બ્રાહ્મણ સાહિત્યમા તે શબ્દ 'મૂર્ખ' 'ગાંડો' એ અર્થમા રૂઢ થયો છે

જઈને તેમનું પ્રવચન[1] મેં સાંભળ્યું. તે મને બરાબર ગમ્યું છે અને તેમાં મારી અભિરુચિ થઈ છે. તો તું પણ તેમની પાસે જા અને તેમની ઉપાસના કરી, તેમની પાસેથી પાંચ અણુવ્રતો અને સાત શિક્ષાવ્રતોવાળો ગૃહસ્થધર્મ સાંભળી, તેનો સ્વીકાર કર!" [૫૮]

આનંદનું કહેલું સાંભળી, શિવનંદા ખુશી થઈ, અને ઉતાવળે નોકરો પાસે નાના કાનવાળા, ધોળા અને સારી રીતે શણગારેલા વેગવંત બળદો જોડેલો રથ તૈયાર કરાવી, તેમાં બેસી ભગવાનને ઉતારે પહોંચી. [૫૯].

ત્યાં ભગવાનનો ઉપદેશ સાંભળી, તેણે પણ આનંદની પેઠે બાર પ્રકારનાં વ્રતોવાળો ગૃહસ્થધર્મ ભગવાન પાસેથી સ્વીકાર્યો. ત્યાર બાદ, ભગવાનને નમસ્કારાદિ કરી, રથમાં બેસી, તે પોતાને ઘેર પાછી ફરી. [૬૦-૧]

આમ આનંદ અને શિવનંદા ધર્મ સ્વીકારીને પાછાં ફર્યાં બાદ, ભગવાનના પટ્ટશિષ્ય ગૌતમે[2] શ્રમણ-ભગવાન મહાવીરને વંદન-નમસ્કાર કરી, નમ્રતાથી પૂછ્યું :—

---

૧. ઉપદેશ પછી તો તત્ત્વસિદ્ધાંત, સિદ્ધાંતમાર્ગ, શાસ્ત્ર, એવા અર્થમાં પણ તે શબ્દ રૂઢ થયો છે

૨. તે પણ ભગવાનના અગિયાર ગણધરોમાંના એક હતા. તે ઈ પૂ ૬૦૭માં રાજગૃહ નજીક જન્મ્યા હતા, અને ભગવાનના નિર્વાણ પછી બાર વર્ષ બાદ નિર્વાણ પામ્યા હતા (ઈ સ પૂ ૫૧૫) બુદ્ધના પટ્ટ શિષ્ય આનંદની જેમ જૈન પરંપરામાં ભગવાન મહાવીર સાથે ગૌતમનું નામ જોડાયેલું છે વિશેષ માટે જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક, પા. ૨૦૪ (બીજી આવૃત્તિ)

“હે ભગવન્! આ આનંદ શ્રમણોપાસક (શ્રદ્ધાદિમાં આગળ વધતો વધતો (ભવિષ્યમાં ઘરબાર તજી) આપની પાસે મુંડ થઈ સાધુ બનશે ?”

ભગવાને કહ્યું, “ના, એ વાત નહિ બને.”[1] પણ હે ગૌતમ! આનંદ શ્રમણોપાસક ઘણાં વર્ષો સુધી શ્રમણોપાસકનો ધર્મ પાળીને સૌધર્મકલ્પમાં[2] અરુણાભ નામના વિમાનમાં દીર્ઘજીવી[3] દેવ થશે.” [૬૨]

ત્યારબાદ ભગવાન મહાવીર વખત થયે (વાણિજ્યગ્રામથી નીકળી) બહારના પ્રદેશમાં[4] ચાલ્યા ગયા. [૬૩]

શ્રમણોપાસક આનંદ તથા તેની સ્ત્રી શિવનંદા પણ શ્રાવકધર્મ પાળતાં તથા જૈન સાધુઓને ભિક્ષાદિ આપતાં રહેવા લાગ્યાં. [૬૪-૬૫]

એમ કરતાં કરતાં અને અણુવ્રત[5] ગુણવ્રત[6] પાળતાં, દોષ વગેરેમાંથી વિરમતાં, જુદા જુદા ત્યાગના નિયમો[7] અનુસરતાં, અને પૌષધવ્રતના ઉપવાસોથી આત્માને બરાબર કેળવતાં કેળવતાં[8] આનંદ શ્રમણોપાસકનાં ૧૪ વર્ષ ચાલ્યાં

---

૧. नो तिणट्ठ समट्ठे । ૨. કલ્પ એટલે સ્વર્ગ બાર કલ્પોમાં સૌધર્મકલ્પ પ્રથમ છે વિમાન એટલે દેવભુવન — દેવનુ નિવાસ્થાન. વિશેષ માટે જુઓ આ માળાનુ ‘તત્ત્વાર્થસૂત્ર’ પુસ્તક, પૃ ૧૭૬ ઇ૦

૩. મૂળ: ‘ચાર પલ્યોપમ વર્ષ આયુષ્યવાળો.’ ગણતરી બહારની આ ‘પલ્યોમ’ સખ્યાનો હિસાબ સમજવા માટે જુઓ આ માળાનુ ‘આચારધર્મ’ પુસ્તક, પા ૧૫૮ (બીજી આવૃત્તિ).

૪ जनपद । ૫. મૂળ: શીલવ્રત

૬. જુઓ પા. ૨૦ નોંધ ૧. ૭. प्रत्याख्यान ।

૮. મૂળમા ‘ભાવિત (વાસિત) કરતાં’ એમ છે

ગયાં. પંદરમા વર્ષને વચગાળે એકવાર મધ્યરાત્રે,[1] જાગરણ કરી તે ધર્મચિંતનમાં બેઠો હતો, તેવામાં તેને આ પ્રમાણે વિચાર[2] આવ્યો :—

"હું આ વાણિજ્યગ્રામમાં ઘણા લોકોને પૂછવાનું સ્થાન છું, સલાહકાર છું, અને મારા કુટુંબનો પણ આધાર છું. આ વિક્ષેપને લીધે હું ભગવાન મહાવીર પાસે સ્વીકારેલી ધર્મસાધના[3] પ્રમાણે બરાબર વર્તી શકતો નથી. તેથી, આવતી કાલે સૂર્ય ઊગતાં, મારાં કુટુંબીઓને ભોજનનું નિમંત્રણ આપીને ભેગાં કરી, તેમની સમક્ષ મારા મોટા પુત્રને આ બધો ભાર સોંપું; અને પછી પુત્રની તથા તે સૌની રજા લઈ, કોલ્લાક પરામાં ત્યાં જાઉં, અને (અમારા) જ્ઞાતૃવંશીઓના મહોલ્લામાં[4] આવેલી (અમારી) પૌષધશાળાને[5] જોઈ–તપાસી, તેમાં રહું; અને ભગવાન મહાવીરે પ્રરૂપેલા ધર્મમાર્ગને અનુસરું.[6] એ જ મારે માટે હિતકર કહેવાય."

આવો વિચાર કરી, આનંદે બીજે દિવસે વહાણું વાયે, ભોજનનું નિમંત્રણ આપી પોતાનાં સગાંસંબંધીને તેડાવ્યાં; અને પુષ્કળ ભોજનસામગ્રી તૈયાર કરાવીને, તેમની સાથે ભોજન કર્યું. ત્યાર બાદ તેણે તે સૌ સગાં–સ્વજનનું ફૂલહાર

---

૧. पुव्वरत्तावरत्तकालसमयंसि ।

૨. अज्झत्थिए ।

૩. મૂળ : धर्मप्रज्ञप्ति ।    ૪. ज्ञातृकुल ।

૫. પૌષધવ્રત ધારણ કરીને રહેવા માટેનું અલગ મકાન.

૬. મહાવીર ભગવાનની પાસે જાણેલી ધર્મપ્રજ્ઞપ્તિ, તેને સ્વીકારીને (उपसंपद्य) રહું.

વગેરેથી સંમાન કરી, તેમની સમક્ષ પોતાના જ્યેષ્ઠ પુત્રને બોલાવ્યો, અને કહ્યું : — "હે પુત્ર! હું આ વાણિજ્યગ્રામમાં ઘણા લોકોને પૂછવાનું સ્થાન છું, સલાહકાર છું, અને કુટુંબનો પણ આધાર છું. આ વિક્ષેપને લીધે હું ભગવાન મહાવીર પાસેથી જાણેલા ધર્મમાર્ગને બરાબર અનુસરી શકતો નથી. તેથી મેં એવો વિચાર કર્યો છે કે, મારાં આ બધાં કુટુંબીઓ સમક્ષ તને બધો ભાર સોંપી, સૌની રજા લઈ, કોલ્લાક પરામાં જઈ, ત્યાં જ્ઞાતૃવંશી ક્ષત્રિયોના મહોલ્લામાં આવેલી પૌષધશાળામાં રહું, અને ભગવાન મહાવીર પાસેથી જાણેલા ધર્મમાર્ગને અનુસરું." [૬૬]

જ્યેષ્ઠ પુત્રે આનંદગૃહપતિની આ વાત વિનયપૂર્વક કબૂલ રાખી. [૬૭]

એટલે પછી આનંદ શ્રમણોપાસકે સૌ સગાંસંબંધીને કહ્યું, "હે દેવાનુપ્રિયો! હું મારા પુત્રને કુટુબનો બધો ભાર સોંપું છું. માટે હવેથી કોઈ મને કશી બાબતમાં પૂછશો નહિ, કે મારી સલાહ માગશો નહિ; તેમ જ (કૌટુંબિક પ્રસંગોએ મને આવનારો ગણી) મારે માટે ખાનપાન વગેરે કાંઈ તૈયાર કરાવશો નહી." [૬૮]

ત્યાર પછી આનંદ શ્રમણોપાસક જ્યેષ્ઠ પુત્ર તથા મિત્ર, જ્ઞાતિ, સ્વજન-સંબંધી વગેરેની રજા લઈ, પોતાને ઘેરથી નીકળી, વાણિજ્યગ્રામમાંથી બહાર આવ્યો; તથા કોલ્લાક પરામાં જઈ, ત્યાં જ્ઞાતૃવંશી ક્ષત્રિયોના મહોલ્લામાં આવેલી પૌષધશાળામાં આવ્યો. પછી તે મકાનને વાળી-ઝાડી, લુછી-પૂછી, મળ-મૂત્રનાં સ્થાનો બરાબર

તપાસી,[1] દાભને સાથરે બેસી,[2] પૌષધોપવાસ કરતો, શ્રમણ-ભગવાન મહાવીરે પ્રરૂપેલા ધર્મમાર્ગને અનુસરતો ત્યાં રહેવા લાગ્યો. [૬૯]

[ધર્મસાધનામાં ઉપાસક તથા સાધુને વ્રત-તપના વિશિષ્ટ નિયમોરૂપી 'પ્રતિમા'ઓ સ્વીકારવાની હોય છે. ઉપાસકની પ્રતિમાઓ સાધુની પ્રતિમાઓ કરતાં જુદી હોય છે તથા સાધુપણાની પૂર્વતૈયારીરૂપ જ હોય છે. તેવી અગિયાર પ્રતિમાઓ હોય છે. તે નીચે પ્રમાણે:—

૧. 'દર્શન પ્રતિમા': અર્થાત્ સાચા ધર્મમાર્ગ ઉપર શ્રદ્ધા કરવારૂપી સમ્યક્ત્વને, આગળ (પાન ૨૩ ઉપર) જણાવેલા પાંચ અતિચારોમાંથી એક પણ લાગવા દીધા સિવાય એક માસ સુધી બરાબર પાળવું તે.

૨. 'વ્રત પ્રતિમા': અર્થાત્ પોતે સ્વીકારેલાં પાંચે અણુવ્રતોને આગળ (પાન ૨૪ ઇ૦ ઉપર) જણાવેલા અતિચારોમાંથી એક પણ લાગવા દીધા સિવાય બે માસ સુધી બરાબર પાળવાં તે.

૩. 'સામાયિક પ્રતિમા': અર્થાત્ આગળ (પાન ૨૦ ઉપર) જણાવેલ સામાયિક નામના વ્રતને (પા. ૨૮ ઉપર જણાવેલા) પાંચ અતિચારમાંથી એકે અતિચાર લાગવા દીધા સિવાય ત્રણ માસ સુધી બરાબર પાળવું તે.

---

૧. ઉચ્ચાર-પાસવણ (उच्चार-प्रस्रवण) અર્થાત્ મળમૂત્ર ત્યાગવાં તે. પોતને ઉપયોગમાં લેવાના કોઈ સ્થળને પહેલેથી જોઈ તપાસી લેવાનો હેતુ જીવ-જંતુની હિંસા ન થાય તે છે.

૨ दब्भसंथारोवगए ।

૪. 'પૌષધ પ્રતિમા': અર્થાત્ આગળ (પા. ૨૧ ઉપર) જણાવેલ પૌષધોપવાસ વ્રતને (પા. ૨૯ ઉપર જણાવેલા) પાંચ અતિચારમાંથી એકે અતિચાર લાગવા દીધા સિવાય ચાર માસ સુધી બરાબર પાળવું તે.

૫. 'કાયોત્સર્ગ પ્રતિમા': અર્થાત્ (દરમહિને બે આઠમ, બે ચૌદશ અને પૂનમ તથા અમાસના દિવસે આખી રાત) કાયા – શરીરની પરવા ત્યાગીને (-ઉત્સર્ગ), નિશ્ચળતા-પૂર્વક ઊભા રહી, મૌનપણે જિનનું ધ્યાન કરવું, સ્નાન ન કરવું, રાત્રે ભોજન ન કરવું, દિવસે સર્વથા બ્રહ્મચર્ય પાળવું, રાત્રે[1] મર્યાદિત બ્રહ્મચર્ય પાળવું, પોતાના દોષનું નિરીક્ષણ કરવું, અને કાછડી ન ખોસવી, — એ પ્રમાણેનું વ્રત પાંચ મહિના સુધી બરાબર પાળવું તે.

૬. 'અબ્રહ્મવર્જન પ્રતિમા': અર્થાત્ શૃંગારનો ત્યાગ કરવો, સ્ત્રીસંબંધનો ત્યાગ કરવો, અને સ્ત્રી સાથે અતિ પ્રસંગ ન કરવો, એ પ્રમાણેનું વ્રત છ માસ સુધી બરાબર પાળવું તે

૭. 'સચિત્ત–આહાર–વર્જન પ્રતિમા': અર્થાત્ સજીવ વસ્તુ ન ખાવાનો નિયમ સાત મહિના બરાબર પાળવો તે.

૮. 'સ્વયં–આરંભ–વર્જન પ્રતિમા': અર્થાત્ કશી સપાપ પ્રવૃત્તિ જાતે ન કરવાનો નિયમ આઠ મહિના બરાબર પાળવો તે.

૯. 'ભૃતક-પ્રેષ્ય–આરંભવર્જન પ્રતિમા': અર્થાત્ નોકર–ચાકર દ્વારા પણ પોતાને નિમિત્તે કોઈ પણ સપાપ

---

૧ અર્થાત્ મહિને જે છ રાતો આખી ધ્યાનમાં કાઢવાની છે તે કરતાં બાકીની રાતોએ.

પ્રવૃત્તિ ન કરાવવાનો નિયમ નવ મહિના બરાબર પાળવો તે.

૧૦. 'ઉદ્દિષ્ટ–ભક્ત–વર્જન પ્રતિમા' : અર્થાત્ પોતાને ઉદ્દેશીને કરેલા ખાનપાન વગેરે પદાર્થોનો ઉપયોગ ન કરવાનો અને મુંડ રહેવાનો કે માત્ર ચોટલી રાખવાનો નિયમ દશ મહિના બરાબર પાળવો તે.

૧૧. 'શ્રમણભૂત પ્રતિમા' : અર્થાત્ શ્રમણ–સાધુનો જ આચાર અગિયાર મહિના બરાબર પાળવો તે.[૧]

આગળની દરેક પ્રતિમા વખતે પાછલી દરેક પ્રતિમા ચાલુ રહેલી જ ગણવાની હોય છે.]

આનંદે ઉપાસક માટેની એ અગિયાર પ્રતિમાઓનો એક પછી એક સ્વીકાર કર્યો, અને તે દરેકને શાસ્ત્ર (સૂત્ર) અનુસાર, આચાર (કલ્પ) અનુસાર, માર્ગ અનુસાર, તથા જેવી હોય તેવી બરાબર પાળી, શોભાવી, પાર કરી, (પૂરી થયેલી) જાહેર કરી,[૨] અને સમાપ્ત કરી.[૩] [૭૦-૧]

---

૧ આ બધી પ્રતિમાઓ પૂરી કરતાં બરાબર સાડાપાંચ વર્ષ થાય. ઉપર ૧૬મા ફકરામાં જણાવ્યા પ્રમાણે ઉપાસક તરીકે આનંદે સાડાચૌદ વર્ષ ગાળ્યા પછી આ પ્રતિમાઓ સ્વીકારી હતી અને ૨૦ વર્ષ થતાં તે ગુજરી ગયો હતો, અર્થાત્ આ સાડાપાંચ વર્ષ પ્રતિમાના પૂરાં થતાં જ તે મૃત્યુ પામ્યો હતો. પ્રતિમાઓ દરમ્યાન કુલ ૧૭૧૩ ઉપવાસ થાય, અને ૨૬૮ પારણાં થાય. પ્રતિમાઓ પૂરી થતાં કોઈ ઘેર પાછો ફરે, કોઈ સાધુપણાની દીક્ષા જ લઈ લે, અથવા કોઈ અન્નપાનનો ત્યાગ કરી મૃત્યુ સ્વીકારે

૨ किट्टेइ ।

૩ आराहेइ ।

પરંતુ આવા ઉત્તમ, વિપુલ, યત્નમય અને ગાઢ તપકર્મથી આનંદ શ્રમણોપાસક શુષ્ક, કૃશ અને હાડપિંજર જેવો[1] થઈ ગયો. [૭૨]

આવી દશામાં એક વખત રાતે ચિંતન કરતા તેને એવો વિચાર આવ્યો કે, આ ભારે તપકર્મથી હું હાડપિંજર જેવો થઈ ગયો છુ. તોપણ હજુ મારામાં ઊઠવાની શક્તિ (ઉત્સાહ), કર્મ કરવાની શક્તિ, બળ, વીર્ય, સાહસ,[2] પરાક્રમ, શ્રદ્ધા, ધૃતિ અને સંવેગ છે, તો, જ્યાં સુધી તે બધાં મારામાં કાયમ છે, તથા જ્યાં સુધી મારા ધર્માચાર્ય ધર્મોપદેશક શ્રમણભગવાન મહાવીર પણ હયાત છે, ત્યાં સુધીમાં હું અંતિમ તથા મરતા સુધીનું (અન્નપાન છોડી સમાધિસ્થ રહેવાનું) સંલેખના વ્રત[3] કાલે સવારે સૂર્યોદય થતાં સ્વીકારું, અને ખાવુંપીવું તજી દઈ, મોતની પરવા છોડી[4], મારું છેલ્લું જીવન પૂરું કરું.

આવો વિચાર કરી, તેણે બીજે દિવસે સૂર્યોદય થતાં અપશ્ચિમ મારણાંતિક-સંલેખના વ્રત સ્વીકાર્યું, અને ખાનપાન તજી દીધું. [૭૩]

એ સ્થિતિમાં રહેતાં રહેતાં, તેના આ શુભ અધ્યવસાયથી, તેનું શુભ પરિણામ થતાં, તથા તેની ચિત્તવૃત્તિઓ[5]

---

૧ धमणिसन्तए — નસોના ગૂંચળાથી છવાઈ ગયેલો.

૨ पुरुषकार । ૩ अपश्चिम मारणांतिक संलेखना ।

૪ काल अनवकङ्क्षमाण । જીવન મરણ સરખા ગણી રહેતો.

૫ મૂળ लेश्या । સ્ફટિકની નજીક રંગીન વસ્તુ આવતાં જેમ તેનામાં તેવા રંગનો ફેરફાર થાય છે, તેમ પોતે બાંધેલા વિવિધ શુભાશુભ કર્મોના સાન્નિધ્યથી આત્મામાં થયેલા ફેરફારનું નામ લેશ્યા

શુદ્ધ થતા, તેને 'અવધિ' નામનું જ્ઞાન[1] ઉત્પન્ન થયું તેથી તે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશામા પાચસો યોજન સુધીના લવણસમુદ્રના ક્ષેત્રને અહી રહ્યો રહ્યો જ જોઈ તથા જાણી શકવા લાગ્યો, અને ઉત્તરમા ચુલ્લહિમવત વર્ષધર પર્વત સુધી, ઉપર સૌધર્મ કલ્પ સુધી, તથા નીચે રત્નપ્રભા પૃથ્વીમાના લોલુયચ્ચુય નરક સુધીના પ્રદેશને જોવા તથા જાણવા લાગ્યો.[2] [૭૪]

---

૧ ઇદ્રિય અને મનની મદદથી થતા મતિજ્ઞાન (પ્રત્યક્ષ) અને શ્રુતજ્ઞાન (શાસ્ત્રવાકયથી થતુ જ્ઞાન) એ બે ઉપરાત જૈનશાસ્ત્ર ઇદ્રિય તથા મનની મદદ સિવાય ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થતા બીજા ત્રણ જ્ઞાન પણ માને છે અવધિજ્ઞાન તેમાનુ એક છે તેનથી દૂર રહેલા મૂર્ત દ્રવ્યાનુ જ્ઞાન થઈ શકે છે જોકે તે જ્ઞાન કેવળજ્ઞાનની પેઠે તે પદાર્થોના સમગ્ર પરિણામો ન જ જાણી શકે વિગત માટે જુઓ આ માળાનુ 'તત્વાર્થસૂત્ર' અ૦ ૧, સૂ૦ ૨૩ ઇ૦

૨ જેમા આપણો દેશ આવેલો છે તે જબુદ્વીપ થાળી જેવો છે તેની ચારે તરફ બગડીને આકારે લવણ સમુદ્ર આવેલો છે

જબુદ્વીપમા સાત ક્ષેત્રો—'વર્ષ' છે છેક દક્ષિણે ભરતક્ષેત્ર છે, તેને તેની ઉપરના હૈમવત ક્ષેત્રથી હિમવત પર્વત જુદુ પાડે છે એ હિમવતને અહી ચુલ્લ હિમવત કહ્યો છે જુદા જુદા ક્ષેત્ર અથવા વર્ષને જુદો પાડતો પર્વત વર્ષધર કહેવાય છે

દેવોના ચાર સમૂહ કે જાતિ છે તેમાનો ચોથો વર્ગ વૈમાનિકોનો છે તે વૈમાનિકોમા પણ પ્રથમ બાર વર્ગો બાર જુદા જુદા સ્વર્ગમા (કલ્પ) રહે છે સૌધર્મ તેમાનુ પ્રથમ છે

અધોલોકમા સાત નરકભૂમિઓ આવેલી છે રત્નપ્રભા તેમાની પ્રથમ છે આ બધી લોકવિષયક જૈનમાન્યતા માટે જુઓ આ માળાનુ 'તત્ત્વાર્થ સૂત્ર' પુસ્તક, અ૦ ૩ વગેરે

એ વખતે ફરતા ફરતા શ્રમણભગવાન મહાવીર વાણિજ્ય ગ્રામમાં ત્યાં આવી પહોંચ્યા, અને ત્યાંના દૂઇપલાસય ચૈત્યમા ઊતર્યા. તેમની સાથે તેમના મોટા શિષ્ય ઇંદ્રભૂતિ પણ હતા. તે સાત હાથ ઊંચા, વિસ્તાર અને ઊંચાઈમા બરાબર પ્રમાણસર શરીરાકૃતિવાળા[1], હાડકાંના અતિ મજબૂત સાંધાવાળા[2], સોનાના કટકાની રેખા[3] તથા પદ્મકેસર સમાન ગૌર, ઉગ્ર તપવાળા, ઝળહળતા તપવાળા, બાળી નાખે તેવા તપ વાળા, ઘોર તપવાળા, મહા તપવાળા, ઘોર બ્રહ્મચર્યમાં રહેવાના સ્વભાવવાળા, અને શરીરના સંસ્કારોને તજનારા[4] હતા. શરીરમાં સમાયલી હોવાથી નાની બનેલી પરંતુ અનેક યોજન સુધીના પદાર્થોને બાળી નાખે તેવી વિપુલ તેજોજ્વાલારૂપી દિવ્ય શક્તિ[5] તપ વડે તેમણે પ્રાપ્ત કરી હતી. તે નિરંતર (છ ટંકના)[6] બબ્બે ઉપવાસ કર્યા કરતા હતા. આમ તપ અને સંયમ વડે તે આત્માને કેળવ્યા કરતા હતા. [૭૫-૬]

---

૧ 'समचतुरस्र-संस्थान'–ડાબા પર્યંકાસને બેસે ત્યારે બંને ઢીંચણ વચ્ચેનું અંતર, આસનનું અને લલાટના ઉપરના ભાગનું અંતર, જમણો ખભો અને ડાબા ઢીંચણનું અંતર, તથા ડાબા ખભા અને જમણા ઢીંચણનું અંતર—એ ચાર 'અસ્રિ' સરખા થાય, તો તે શરીર સમચતુરસ્રી કહેવાય —એમ પણ અર્થ થાય છે.

૨ वज्र ऋषभ नाराच-संहनन। સંહનન એટલે હાડકાની રચના — સાંધો દરેક સાંધે પ્રથમ મર્કટબંધની જેમ આંકડા ભીડાવ્યા હોય (નારાચ), પછી તેના ઉપર ચામડીનો મજબૂત પાટો હોય (ऋषभ) અને પછી તેના પર હાડકાની ખીલી (વજ્ર) હોય ૩ कनक-पुलक-निकष। ૪ उच्छूढशरीर। ૫ 'તેજોલેશ્યા' ૬. ઉપવાસના સમયની આગળ એક અને પાછળ એક ટંક પણ તજવાની હોય છે

પોતાના છ ટંકના ઉપવાસના પારણાને દિવસે તે ગૌતમ પહેલા પહોરમાં[1] સ્વાધ્યાય કરતા, બીજા પહોરમાં ધ્યાન કરતા, ત્રીજે પહોરે ત્વરા-ચપળતા અને સંભ્રાંતિ વિના સ્થિરતાથી મુહપત્તી, પાત્ર, અને વસ્ત્ર (જંતુ ન રહે તેમ) બારીકાઈથી જોઈ લેતા, અને પછી ભગવાનની અનુમતિ લઈ, પોતાના ઉપવાસના પારણા માટે વાણિજ્યગ્રામમાં ઊંચ-નીચ-મધ્યમ કુળોમાં ઘેરઘેરથી થોડી થોડી ભિક્ષા ભેગી કરવા અર્થે જતા.[2] [૭૭]

એક વખત એ પ્રમાણે ભગવાનની આજ્ઞા લઈ, દૂઈપલાસય ચૈત્યમાંથી નીકળી, ઇંદ્રભૂતિ ગૌતમ હળની લંબાઈ જેટલા માર્ગને આગળ જોઈજોઈને[3] જીવજંતુની હિંસા ન થાય તેમ ચાલતા[4], અચપળ ભાવે ભિક્ષા માટે વાણિજ્યગ્રામમા ફરવા લાગ્યાં. [૭૮]

પછી જેવી મળી તેવી[1] તથા ગ્રહણ કરવા યોગ્ય એવી નિર્દોષ, જીવજંતુરહિત ભિક્ષા લઈને પાછા ફરતાં, કોલ્લાક સંનિવેશ પાસેથી તે જતા હતા, ત્યારે તેમણે બહુ લોકોને મોઢે એમ સાંભળ્યું કે, 'ભગવાન મહાવીરના શ્રમણોપાસક આનંદે પૌષધશાળામાં (મરતા લગી અન્નપાન તજવારૂપી) અપશ્ચિમ-મારણાંતિક સંલેખના વ્રત સ્વીકાર્યું છે. [૭૯]

ગૌતમને તે સાંભળી, આનંદને મળવાનો વિચાર થયો. એટલે તે પૌષધશાળામાં આનંદ પાસે આવ્યા. [૮૦]

ગૌતમને આવતા જોઈ, હર્ષ અને ઉલ્લાસભર્યા થઈ આનંદે તેમને વંદન અને નમસ્કાર કર્યા; તથા કહ્યું, "હે ભગવન્! હું આ ઉગ્ર તપને લીધે આપની પાસે આવી, ત્રણવાર મસ્તક નમાવી, આપના ચરણને નમન કરવાને અશક્ત છું. પરંતુ હે ભગવન્! આપ જો ઇરાદાપૂર્વક[2] અહીં મારી પાસે આવો, તો હું આપને માથાથી વંદન અને નમન કરી શકું." [૮૧]

ગૌતમ આનંદની પાસે ગયા, એટલે આનંદે તેમના ચરણમાં માથું મૂકી ત્રણ વાર વંદન નમસ્કાર કર્યા. પછી તેણે વાતવાતમાં પૂછ્યું, 'હે ભગવન્! ઘરમાં રહેતા ગૃહસ્થને અવધિજ્ઞાન થાય ખરું?'

---

૧ अहापज्जत्त सम्म — यथापर्याप्त सम्यक्। અર્થાત્ ભિક્ષામાં નિર્દોષ અને નિર્જીવ જે મળે તે લેવાનું હોય; સ્વાદુ–અસ્વાદુ વગેરેની પસંદગી કરવાની ન હોય. મૂળમાં એ ભિક્ષા મેળવવાની પદ્ધતિ વગેરે 'પન્નત્તીમાં' વર્ણવ્યું છે તે પ્રમાણે સમજી લેવાનું કહ્યું છે. અર્થાત્ 'વિવાહ પન્નત્તી' એટલે કે 'ભગવતીસૂત્ર' નામના પાંચમા અંગમાં જણાવ્યા પ્રમાણે. (પા ૩૬૮, ૭૧)

૨. इच्छकारेण अभियेगेन (इच्छक्कारेण अभिओगेण)

ગૌતમે કહ્યુ, "હા, થાય."

આનંદે કહ્યુ: "હુ ગૃહસ્થ હોઈ, ઘરમાં રહેતો હોવા છતાં, મને પણ અવધિજ્ઞાન થયુ છે; અને હુ અહીં રહ્યો રહ્યો પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં પાંચસો યોજન સુધીના લવણસમુદ્રના ક્ષેત્રને, ઉત્તરમાં ચુલ્લહિમવંત વર્ષધર પર્વત સુધી, ઉપર સૌધર્મ કલ્પ સુધી, અને નીચે રત્નપ્રભામાંના લોલુયચ્ચુય નરક સુધીના ક્ષેત્રને જોઈ તથા જાણી શકું છુ." [૮૨-૩]

ગૌતમ બોલ્યા, "ગૃહસ્થને અવધિજ્ઞાન તો થાય છે, પણ આટલુ મોટું થઈ શકતું નથી. માટે હે આનંદ! તું તારી ભૂલ સ્વીકાર અને તેનુ પ્રાયશ્ચિત્ત કર!" [૮૪]

આનંદે કહ્યુ:—"હે ભગવન! જે વસ્તુ સાચી હોય, તથ્યરૂપ હોય, અને સદ્‌ભૂત હોય, તે બદલ પણ જિન સિદ્ધાંતમાં[1] પ્રાયશ્ચિત્ત કરવુ પડે? જો ન કરવું પડે, તો પછી તમારે જ આ બાબતમાં (આવું મને કહેવા બદલ) ખરી રીતે પ્રાયશ્ચિત્ત કરવું પડે તેમ છે. માટે તમે જ પ્રાયશ્ચિત્ત કરો." [૮૫]

આ સાંભળી ગૌતમ શંકિત થઈને[2] ભગવાન પાસે આવ્યા. ત્યાં આવી, (પ્રથમ તો, આચાર પ્રમાણે) ભગવાનથી બહુ દૂર નહીં, અને બહુ પાસે નહીં એમ ઊભા રહીને, પોતાને માર્ગમાં જતાં આવતાં થયેલા દોષ યાદ કરી ગયા,

---

૧ મૂળ: જિનવચન। અર્થાત્ જિનપ્રવચન — જિને ઉપદેશેલો શાસ્ત્ર-સિદ્ધાંત

૨ મૂળમાં 'શંકા, કાંક્ષા અને વિચિકિત્સા કરતા' — એમ છે જુઓ પાન ૨૩

અને ભિક્ષામાં થયેલા દોષોનું પ્રાયશ્ચિત્ત કર્યું.[1] પછી પોતે આણેલું ખાનપાન ભગવાનને બતાવ્યું. એ બધો વિધિ પૂરો થઈ રહ્યા બાદ ભગવાનને વંદન-નમસ્કાર કરી, તેમણે પૂછ્યું, "ગૃહસ્થને આટલું મોટું અવધિજ્ઞાન થાય કે નહીં એ બાબતમાં મારે અને આનંદને મતભેદ થયો છે. તે ખોટું કહેતો હોઈ, પ્રાયશ્ચિત્ત લેવાને પાત્ર છે, એમ હું માનું છુ. પરંતુ તે પોતાને સાચું કહેતો જણાવી, મારે ખોટું કહેવા બદલ પ્રાયશ્ચિત્ત લેવું જોઈએ એમ કહે છે. તો આનદે પ્રાયશ્ચિત્ત લેવું જોઈએ કે મારે ?"

ભગવાને કહ્યુ: "હે ગૌતમ ! આનંદનું કહેવું સાચું છે, માટે તારે જ પ્રાયશ્ચિત્ત લેવું જોઈએ. માટે તું આ બાબતમાં આનંદ શ્રમણોપાસકની ક્ષમા માગી આવ." [૮૬]

ઇંદ્રભૂતિ ગૌતમ તુરત આનંદની પૌષધશાળામાં ગયા, અને પોતે કહેલી ખોટી વાત બદલ માફી માગી. [૮૭]

ત્યારબાદ શ્રમણભગવાન મહાવીર વખત થયે વાણિજ્ય-ગ્રામમાંથી નીકળી, બહારના પ્રદેશોમાં વિહરવા લાગ્યા.

શ્રમણોપાસક આનંદ[2] આ પ્રમાણે ઘણાં શીલવ્રત વગેરે દ્વારા પોતાના આત્માને શુદ્ધ કરી, વીસ વર્ષ સુધી શ્રમણોપાસકપણું પાળી, તે દરમ્યાન અગિયારે ઉપાસક-

---

૧ આમ, થયેલા દોષો યાદ કરી જવા, અને તેમની કબૂલાત કરીને પ્રાયશ્ચિત્ત સ્વીકારવુ,–એ બે ક્રિયાઓ પ્રતિક્રમણ અને આલોચના કહેવાય છે. તે ક્રિયાઓ રોજ નિયમિત કરવાની હોય છે, તેમ જ આવી બહાર જવા-આવવા વગેરેની ક્રિયા પૂરી થયે દિવસ દરમ્યાન પણ કરવાની હોય છે.

૨. જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૮

પ્રતિમાઓ રૂડી પેરે શરીર વડે આચરી, ત્યાર બાદ એક મહિના સુધીની મારણાંતિક સંલેખનાના સાઠ ટંક ઉપવાસ વડે પોતાની જાતને તાવી,[1] દોષોની કબૂલાત તથા પ્રાયશ્ચિત્ત પરવારી, સમાધિપૂર્વક એ મહિનાને અંતે[2] મરણ પામ્યો; અને સૌધર્મકલ્પમાં ઈશાનખૂણે આવેલા અરુણ વિમાનમાં દેવ થયો. ત્યાં તેનું આયુષ્ય ચાર પલ્યોપમ વર્ષનું છે.[3] ત્યાંથી તે મહાવિદેહવાસ પામી,[4] સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે. [૮૯-૯૦]

## ૨

## કામદેવ

આર્ય સુધર્મા કહે છે:—

ચંપા નામે નગરીમાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાં કામદેવ નામે ગૃહસ્થ તેની ભદ્રા નામે ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે છ કરોડ (પાલી જેટલું)[5] સોનું નિધિ તરીકે સંઘરામાં હતું; છ કરોડ વ્યાજે, અને

---

૧ झूसित्ता — क्षपित्वा क्षीणं कृत्वा।

૨ कालमासे — અર્થાત્ કાળ — મૃત્યુનો = સંલેખનાનો માસ

૩ પલ્યોપમ વર્ષના અર્થ માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૯.

૪ આ કાળમાં આ ક્ષેત્રથી કોઈ સીધા મુક્ત થઈ શકતા નથી માત્ર મહાવિદેહ ક્ષેત્રમાંથી મુક્તિ પામી શકાય છે. માટે પ્રથમ ત્યાં જન્મ લેવો પડે છે એ જૈન માન્યતા માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૧૦.

૫ જુઓ પા ૬, નોંધ ૧

છ કરોડ ઘરના વાપરમાં હતું. ઉપરાંત દસ હજાર ગાયનો એક એવા છ વ્રજો હતા. [૯૨]

એક વખત શ્રમણ ભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરીમાં આવ્યા અને ત્યાંના પૂર્ણભદ્ર ચૈત્યમાં ઊતર્યા. તેમને આવેલા જાણી, રાજા જિતશત્રુ તેમ જ પ્રજાજનો તેમને વંદવા-પૂજવા, દર્શન કરવા, અર્થ પૂછવા, પ્રશ્ન પૂછવા, દીક્ષા લેવા, શ્રાવકનાં વ્રત લેવા, ભક્તિના રાગથી કે આચાર માની, તેમની પાસે આવ્યાં. કામદેવ પણ તેમને વંદન નમસ્કાર કરવા ગયો. [૯૨]

ભગવાને ત્યાં ભેગી થયેલી મોટી પરિષદને ધર્મકથા કહી:—

"એક વાર તૂટયા પછી જીવનદોરી ફરી સાંધી શકાતી નથી. માટે જ્યાં સુધી આયુષ્ય છે, ત્યાં સુધી પ્રમાદનો ત્યાગ કરી, કલ્યાણના માર્ગને અનુસરો. પ્રમાદ, હિંસા અને અસંયમમાં જુવાની વિતાડયા પછી, ઘડપણ આવીને ઊભું રહેશે. તે વખતે કશો ઉપાય થઈ શકશે નહીં; પણ પોતે જ પાડેલા ખાકામાં સપડાયેલા ચોરની પેઠે કરેલાં કર્મોનું ફળ ભોગવવું જ પડશે. કારણ કે, કરેલાં કર્મો આ લોક તેમ જ પરલોકમાં ભોગવ્યા વિના કોઈનો છૂટકો નથી.

"આયુષ્ય દરમ્યાન મનુષ્યો, ધનને સુખનો હેતુ માની, અનેક પાપો કરી, તથા અનેક વૈર બાંધીને પણ તેને ભેગું કર્યા કરે છે. પરંતુ જુઓ! મૃત્યુ બાદ તેને પાછળ મૂકીને તેઓને પોતાનાં કર્મફળ ભોગવવા નરકમાં જવું પડે છે! ધન આ લોકમાં જ કર્મફળમાંથી બચાવી શકતું નથી, તો પરલોકની તો વાત જ શી?

"સંસારી મનુષ્ય પોતાનાં માનેલાં સ્ત્રી પુત્રાદિ અર્થે (પોતાને અર્થે,) તેમ જ બંનેને અર્થે પાપકર્મો કરે છે, પરંતુ તે બધાં સગાંસંબંધી પાપકર્મનું ફળ ભોગવતી વખતે બંધુપણું દાખવવા આવતાં નથી. આમ હોવા છતાં અનંત મોહથી મૂઢ બનેલાં મનુષ્યો, દીવો ઓલવાઈ ગયો હોય અને માર્ગ દેખી ન શકાય તેમ, ન્યાયયુક્ત માર્ગ દેખવા છતાં દેખી શકતાં નથી, એ કેવું આશ્ચર્ય છે! એવાં ગાઢ મોહનિદ્રામાં પડેલાં મનુષ્યોની વચ્ચે તરત-બુદ્ધિવાળા વિવેકી પુરુષે જાગ્રત રહેવું, તથા કશાનો વિશ્વાસ ન કરવો. કારણ કે, કાળ નિર્દય છે અને શરીર અબળ છે. સંસારમાં જે કાંઈ છે તેને પાશરૂપ સમજી, મુમુક્ષુએ સાવચેતીથી પગલાં માંડવાં.

"આળસુ શાશ્વતવાદી કલ્પના કર્યાં કરે છે કે, 'પહેલાં ન સધાયું તો પછી સધાશે.' પણ એમ કરતાં કામભોગોમાં જ જીવન પૂરું થઈ જવા આવે છે અને આયુષ્ય ક્ષીણ થતાં શરીર તૂટવા માંડે છે. તે વખતે કશું કરી શકાય તેમ રહેતું નથી, અને એ મૂઢ મનુષ્યને પસ્તાવાવારો આવે છે.

"વિવેક જલદી પ્રાપ્ત કરી શકાતો નથી, અને વારંવાર લોભાવતા ભોગો ભોગવનારમાં મંદતા આણી વધારે પ્રબળ બનતા જાય છે માટે યત્નપૂર્વક કામભોગોમાંથી મનને રોકી, તેમનો ત્યાગ કરી, લોકો પ્રત્યે સમદર્શી બની, અપ્રમત્તપણે આત્માનું રક્ષણ કરતા વિચરવું. કેળવાયેલો અને બખ્તરવાળો ઘોડો જેમ સ્વેચ્છાચારનો ત્યાગ કરી, પોતાના સવારની મરજી મુજબ ચાલવાથી રણસંગ્રામમાંથી

સહીસલામત પાછો આવી શકે છે, તેમ પ્રથમ અવસ્થામાં સ્વચ્છંદીપણે વર્તવાનુ તજી, તથા ગુરુની આજ્ઞામાં રહી, અપ્રમત્તપણે કામભોગોમાંથી પોતાનુ રક્ષણ કરનારો મનુષ્ય સહીસલામતીથી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. અલબત્ત, મોહગુણ સામે સતત ઝૂઝી વારવાર વિજય મેળવનાર શ્રમણને અનેક પ્રતિકૂળ સ્પર્શો વેઠવા પડે છે, પણ તેથી ખિન્ન થયા વિના, તે પોતાના પ્રયત્નમા અચલ રહે.

"સસ્કારહીન, તુચ્છ તથા રાગ અને દ્વેષથી પરવશ એવા બીજા વાદીઓના અધમાચરણથી ડામાડોળ થઈ જવાને બદલે, તેમની વિપરીતતા સમજતા મુમુક્ષુએ કામ, ક્રોધ, લોભ, માયા અને અહકારનો ત્યાગ કરી, (જ્ઞાનાદિ) ગુણોની ઇચ્છા કરતા વિચરવુ, એમ હુ કહુ છુ."[1]

ભગવાનનુ પ્રવચન સાંભળી કામદેવે પણ આનદ ઉપાસકની પેઠે હૃષ્ટ, તૃપ્ત, અને પ્રસન્ન થઈ, ભગવાન પાસેથી બાર પ્રકારનો ગૃહસ્થધર્મ સ્વીકાર્યો.

ત્યાર બાદ ભગવાન મહાવીર વખત થયે ચપામાથી નીકળી, બહારના પ્રદેશમાં ચાલ્યા ગયા અને શ્રમણોપાસક કામદેવ શ્રાવકધર્મ પાળતો તથા જૈન સાધુને ભિક્ષાદિ આપતો રહેવા લાગ્યો.[2]

---

૧ ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્ય૦ ૪

૨ આ બધુ મૂળમા આનદ ઉપાસકની જેમ જ સમજી લેવાનુ કહ્યુ છે એટલે કામદેવની સાથે તેની ભાર્યા ભદ્રાદેવીએ પણ શ્રાવકધર્મ સ્વીકાર્યો હશે એમ સમજી લેવુ જોઈએ

એમ કરતાં કરતાં અને અણુવ્રત ગુણવ્રત પાળતાં, અને જુદા જુદા ત્યાગના નિયમો અનુસરતાં, કામદેવ શ્રાવકના ૧૪ વર્ષ ચાલ્યાં ગયાં. પછી પંદરમા વર્ષને વચગાળે તેણે પણ મહાવીર ભગવાન પાસેથી જાણેલા ધર્મમાર્ગને ઝંઝટ વિના બરાબર અનુસરી શકાય તે માટે પોતાના મોટા પુત્રને બધાં જ્ઞાતિ-સ્વજનની રૂબરૂમાં બધો વ્યવહારભાર સોંપી દીધો; અને પછી પાષધશાળામાં પાષધોપવાસ કરતો, શ્રમણભગવાન મહાવીરે પ્રરૂપેલા ધર્મમાર્ગને અનુસરતો રહેવા લાગ્યો. [૯૨]

ત્યાં એક વખત મધ્યરાત્રીએ કામદેવ શ્રમણોપાસકની પાસે એક માયાવી અને ખોટી ધારણાવાળો[૧] દેવ, કામદેવને તેના ધ્યાનમાંથી ચલિત કરવા માટે પિશાચનુ રૂપ[૨] લઈ,

---

૧ मिथ्यादृष्टि । ૨ તેનો वण्णावास–वर्णकव्यास = વિગતવાર વર્ણન આ પ્રમાણે મૂળમાં છે — તેનુ માથુ ઢોરને ખાણુ મૂકવાના ગાપના જેવુ હતું (गो-किलञ्ज), તેના વાળ ડાંગરના અણિયા જેવા (सालि भसेल्ल) તથા ભૂખરા રંગના હતા (कपिल), તેનું લલાટ (निडाल) મોટા ઘડાના ઠીબડા જેવુ હતુ (उट्टिया कभल्ल) તેની ભમરો (भुमगाओ) ખિસકોલી (गुगुल)ની પૂંછડી જેવી વિકૃત તથા બીહામણી દેખાતી હતી, તેના ડોળા બહાર નીકળેલા હતા, કાન સૂપડા જેવા હતા (मुण्ड्कत्तर), તેની નાસિકા ઘેટાની નાસિકા જેવી અને તેના બે નસકોરા ચૂલા-ચૂલા જેવા (जमल–चुल्ली) પહોળા હતા તેની દાઢી ઘોડાના પૂંછડા જેવી હતી, હોઠ ઊંટ જેવા લાગતા હતા, દાંત હળપૂણી જેવા (फाल) હતા, જીભ સૂપડા જેવી પહોળી હતી, તેની હડપચી (हणुया) હળના હાથા જેવી (મોઈ જેવી — हल कुड्ड) હતી, કડાઈ જેવા તેના ગાલ (गल्लकडिल्ल) ખાડાવાળા બેઠેલા (फुट्ट), ફીકા, કઠણ, અને મોટા હતા, મૃદંગ જેવા તેના ખભા હતા, મોટા પુરનગરના કમાડ જેવુ તેનુ વક્ષસ્થલ હતુ તેના બે બાહુ ઊભી કોઠીઓ જેવા હતા, તેના પંજા (अग्गहत्था) નિશાતરા જેવા (निसापाहाण

અત્રાની ધારવાળી ઉઘાડી તલવાર[1] સાથે આવ્યો. [૯૩]

તે વખતે તેના ઢીંચણ ગાડા પાછળ લબડતા ઢીમચાની[2] પેઠે એક બીજા સાથે ટીચાતા હતા, તેની ભમરો ક્રોધમા ખેંચાઈ વાંકી વળેલી હતી, તેની જીભ ફાટેલા મોમાથી બહાર નીકળેલી હતી, કુસ્તીમા પડકાર કરતી વેળા પછાડે છે તેમ તે હાથ ઉપર હાથ પછાડતો હતો, ગર્જનાઓ કરતો હતો અને ભયંકર ઉત્કટ હાસ્ય કરતો હતો. તેણે ગુસ્સાથી તપી જઈ, રોષ, ક્રોધ અને રીસથી ધમધમી જઈ[3]

---

હતા તેની આંગળીઓ ઉપરવટણા જેવી હતી તેના નખ છીપોલીઓ જેવડા હતા તેની છાતી ઉપર બે ટડીઓ હજામની કોથળીઓ (नाविय-पसेवय) જેવી હતી તેનુ પેટ લોઢાની કોઠી જેવુ ગોળ હતુ પણીના કૂંડા જેવી (पाण-कलंद) તેની ડૂંટી હતી સીંકા જેવી લબડતી તેની ગુહ્યેન્દ્રિય હતી કિણ્વના ફળ ભરેલા થેલા જેવા (किण्णपुड) બે વૃષણ હતા તેના બે સાથળ બે કોઠીઓ જેવા હતા અર્જુન તૃણના ગુચ્છા (गुट्ठ) જેવા તથા બેડોળ (कुम्मिकुडिलाइ) તેના ઢીંચણ હતા, તેની જાંઘો સૂકી (वरकडो) તથા વાળથી છવાયેલી હતી, તેના બે પગના પોંચા દાળ વાટવાના પથ્થરની શિલા જેવા હતા (अहरी) અને પગની આંગળીઓ તે શિલાના ઉપરવટણા જેવી હતી (अहरीलोढ) અને તે આંગળીઓના નખ છીપોલીના પુટ જેવા હતા તેણે કાંચિંડાની માળા માથે બાંધી હતી ઉંદરની માળા આભૂષણ તરીકે (सु वधिये) પહેરી હતી, નોળિયાના કુંડળ પહેર્યાં હતા સાપની જનોઈ (उवच्छ) કરી હતી તેના વાળ પંચે વર્ણના હતા [૯૪]

૧ તે તલવાર નીલકમળ, પાડાનું શીંગડુ, કે અળસીના ફૂલ જેવા ભૂરા રંગની હતી

૨ उट्ठमंड — ગાડુ ઉંધું ન જાય તે માટે પાછળ રખાતુ ઢીમચુ ગાડુ ચાલતુ થાય ત્યારે તેને દોરડા વડે બાંધી પછળ લબડતુ-ટીચાતુ રાખવામા આવે છે

૩ मिसीमिसीयमाण।

એમ કરતાં કરતાં અને અણુવ્રત ગુણવ્રત પાળતાં, અને જુદા જુદા ત્યાગના નિયમો અનુસરતાં, કામદેવ શ્રાવકના ૧૪ વર્ષ ચાલ્યાં ગયાં. પછી પંદરમા વર્ષને વચગાળે તેણે પણ મહાવીર ભગવાન પાસેથી જાણેલા ધર્મ-માર્ગને ઝંઝટ વિના બરાબર અનુસરી શકાય તે માટે પોતાના મોટા પુત્રને બધાં જ્ઞાતિ-સ્વજનની ઉપરૂમાં બધો વ્યવહાર-ભાર સોંપી દીધો, અને પછી પૌષધશાળામાં પૌષધોપવાસ કરતો, શ્રમણભગવાન મહાવીરે પ્રરૂપેલા ધર્મમાર્ગને અનુસરતો રહેવા લાગ્યો. [૯૨]

ત્યાં એક વખત મધ્યરાત્રીએ કામદેવ શ્રમણોપાસકની પાસે એક માયાવી અને ખોટી ધારણાવાળો[૧] દેવ, કામદેવને તેના ધ્યાનમાંથી ચલિત કરવા માટે પિશાચનું રૂપ[૨] લઈ,

---

૧ मिथ्यादृष्टि । ૨ તેનો वण्णावास—वर्णकव्यास=વિસ્તાર વર્ણન આ પ્રમાણે હતું ? —તેનું માથું ઢોરને ખાણ મૂકવાના ટોપલા જેવું હતું (गो-किलिञ्ज), તેના વાળ ડાંગરના અણિયા જેવા (सालि भसेल्ल) તથા ભૂખરા રંગના હતા (कविल) તેનું લલાટ (निडाल) મોટા ઘડાના ઠીબડા જેવું હતું (उट्टियाकभल्ल) તેની ભમરો (भुमगाओ) ખિસકોલી (मुगुस)ની ફૂમતેરી પૂંછના વાળ જેવી વિકૃત તથા બીહામણી દેખાતી હતી તેના ડોળા બહાર નીકળેલા હતા, કાન સૂપડા જેવા હતા (सुप्पकत्तर), તેની નાસિકા ઘેટાની નાસિકા જેવી અને તેના બે નસકોરાં ઓતા-ચૂલા જેવાં (जमल-चुल्ली) પહોળાં હતાં, તેની દાઢી ઘોડાના પૂંછડા જેવી હતી, હોઠ ઊંટ જેવા લમતા હતા, દાંત કોદાળી જેવા (फाल) હતા, જીભ સૂપડા જેવી પહોળી હતી, તેની હડપચી (हणुया) હળના દાંતા જેવી (મોઈ જેવી —हल कुद्दाल) હતી, કડાઈ જેવા તેના ગાલ (गल्लकडिल्ल) ખાડાવાળા બેઠેલા (फुट्ट) ફીકા, કર્કશ, અને મોટા હતા, મૃદંગ જેવા તેના ખભા હતા, મોટા પુરનગરના કમાડ જેવું તેનું વક્ષઃસ્થળ હતું તેના બે બાહુ લાંબી કોઠીઓ જેવા હતા તેના પંજા (अग्गहत्था) નિશાતરા જેવા (निसापाहाण

અઆની ધારવાળી ઉઘાડી તલવાર[1] માથે આવ્યો. [૯૩]

તે વખતે તેના ઢીંચણ ગાડા પાછળ લબડતા ડીમચાની[2] પેઠે એક બીજા સાથે ટીચાતા હતા, તેની ભમરો ક્રોધમાં ખેંચાઈ વાંકી વળેલી હતી, તેની જીભ ફાટેલા મોમાંથી બહાર નીકળેલી હતી, કુસ્તીમાં પડકાર કરતી વેળા પછાડે છે તેમ તે હાથ ઉપર હાથ પછાડતો હતો, ગર્જનાઓ કરતો હતો અને ભયંકર ઉત્કટ હાસ્ય કરતો હતો. તેણે ગુસ્સાથી તપી જઈ, રોષ, ક્રોધ અને રીસથી ધમધમી જઈ[3]

---

હતા, તેની આંગળીઓ કપરવટણા જેવી હતી તેના નખ છીપોલીઓ જેવા હતા તેની છાતી ઉપર ની ડીંટડીઓ હળમની કોશીઓ (णाविय-पोत्तय) જેવી હતી, તેનુ પેટ લોઢાની કોઠી જેવુ ગોળ હતુ પાણીના કૂંડા જેવી (पाण-कलंद) તેની ડૂંટી હતી, શીંકા જેવી લબડતી તેની ગુહ્યેન્દ્રિય હતી કિણ્વના ફળ ભરેલા થેલા જેવા (किण्णपुड) બે વૃષણ હતા, તેના બે સાથળ બે કોઠીઓ જેવા હતા અર્જુન વૃક્ષના ગુચ્છ (गुंठ) જેવા તથા બેડોળ (कुडिलकुडिल) તેના ઢીંચણ હતા, તેની જાંઘો સૂકી (कक्खडी) તથા વાળથી છવાયેલી હતી, તેના બે પગના પોચા દાળ વાટવાના પથ્થરની શિલા જેવા હતા (अहरी) અને પગની આંગળીઓ તે શિલાના ઉપરવટણા જેવી હતી (अहरीलोढ), અને તે આંગળીઓના નખ છીપોલીના પુટ જેવા હતા તેણે કાચિંડાની માળા માથે બાંધી હતી ઉંદરની માળા આભૂષણ તરીકે (सुरचिंधे) પહેરી હતી, નોળિયાના કુંડળ પહેર્યાં હતા, સાપની જનોઈ(वेगच्छ) કરી હતી, તેના વાળ પાંચે વર્ણના હતા [૯૪]

૧ તે તલવાર નીલકમળ, પાડાનું શીંગડું, કે અળસીના ફૂલ જેવા ભૂરા રંગની હતી

૨ छद्रमड्ड — ગાડું ઉલળી ન જાય તે માટે પાછળ રખાતુ ડીમચું. ગાડું ચાલતું થાય ત્યારે તેને દોરડા વડે બાંધી પાછળ લબડતુ–ઢીંગાતુ રાખવામાં આવે છે

३ मिसीमिसीयमाण ।

કામદેવને કહ્યું :— મોતને હાથે કરીને ઇચ્છનારા,[1] અધમાધમ[2] લક્ષણવાળા, હે ચૌદશિયા[3] શ્રાવકડા! હે લજ્જા, લક્ષ્મી, ધૃતિ, અને કીર્તિ વગરના! તું ધર્મ–પુણ્ય–સ્વર્ગ–મોક્ષનો તરસ્યો[4] છે, એટલે તું તારાં આ શીલ, વ્રત, નિયંત્રણ, ત્યાગ તથા પૌષધોપવાસમાંથી ચલિત કે ક્ષુબ્ધ થાય નહીં, તેમ જ તેમનો ભંગ કે પરિત્યાગ કરે નહીં; પરંતુ તું આજે આ તારાં બધાં શીલ વ્રત વગેરેને જો છોડી નહીં દે, કે તેમનો ભંગ નહીં કરે, તો આ તરવારથી તારા ટુકડેટુકડા કરી નાખીશ, અને એમ નિવારી ન શકાય એવા દુઃખથી પરવશપણે પીડિત થઈ[5] તું અકાળે જ મરી જઈશ!" [૯૫]

તે પિશાચરૂપધારી દેવે આમ કહેવા છતાં, કામદેવ બીન્યો નહીં, ત્રાસ્યો નહીં, ઉદ્વેગ પામ્યો નહીં, ચલિત થયો નહી, કે આકુળવ્યાકુળ થઈ ગયો નહીં; પરંતુ મૌન ધારણ કરી, પોતાના ધર્મધ્યાનમાં જ સ્થિર રહ્યો [૯૬]

એ પિશાચે એમ ત્રણ વાર કહેવા છતાં કામદેવે જ્યારે કાંઈ જ ગણકાર્યું નહી, ત્યારે ભવાં ચડાવી, ક્રોધનો માર્યો[6] તે દેવ કામદેવ શ્રમણોપાસકના તરવારથી ટુકડેટુકડા કરી નાખવા પ્રવૃત્ત થયો. [૯૭ ૯]

---

૧ अप्रार्थित = કોઈ જેને નથી ઇચ્છતું તેવું મોત, તેનો प्रार्थी = હાથે કરી તેને વહોરનારો ૨. दुरंतप्रांत।

૩ हीणपुण्ण चाउद्दसिया = પુણ્ય–પવિત્ર એવા ચૌદશને દિવસે જન્મી, તે દિવસને અભડાવનારા — સૂતક લગાડનારા।

૪ મૂળ કામના, કાંક્ષા, પિપાસાવાળો છે ૫ अट्टदुहट्टवसट्ट।

૬ तिवलियं भिउडिं निडाले साहट्टु। કપાળમાં ત્રણ કરચલી પડે તેમ ભવાં ચડાવી

પરંતુ કામદેવે તે બળતા અંગારાના જેવી અસહ્ય વેદના જરા પણ ક્ષોભ પામ્યા વિના સહન કરી લીધી [૧૦૦]

જ્યારે કામદેવ શ્રમણોપાસકને નિર્ગ્રંથ સિદ્ધાંત[૧]માંથી ચલિત કે ક્ષુબ્ધ ન કરી શકાયો, તેમ જ તેનું ઉલ્લંઘન ન કરાવી શકાયું, ત્યારે તે દેવ થાકીને પૌષધશાળામાંથી બહાર ચાલ્યો ગયો, અને પછી તેણે પેલું પિશાચરૂપ તજી, એક મોટા દિવ્ય હાથીનું રૂપ લીધું. [૧૦૧]

તે હાથીનાં સાત અંગ[૨] પૂરેપૂરા હતાં, તે સરખો માંસલ હતો, સમાન આકારનો હતો, પૂરે દિવસે જન્મ્યો હોય તેવો હતો, આગળથી ઊંચો અને પાછળની બાજુથી નીચો હતો, તેની કૂખ બકરી જેવી સાંકડી હતી, પણ ફાંદીલી[૩] ન હતી, તેનું ઉદર, નીચલો હોઠ, અને સૂંઢ લાંબાં હતાં,[૪] તેના દંતૂશળ ખીલતી મલ્લિકાની કળી જેવા વિમળ અને ધવળ હતા; તેમના ઉપર સોનાની ખોળીઓ બેસાડેલી હતી, તેની સૂંઢની ટોચ વાળેલા ધનુષ્ય જેવા આકારની હતી, કાચબા જેવું પૂરું ગોળ તેનું પગલું હતું, તેને વીસ નખ હતા, અને તેનું પૂછડું પ્રમાણવંત અને બરાબર લાગેલું[૫] હતું [૧૦૧]

---

૧ 'નિગ્રંથોનું પ્રવચન' — જૈનસિદ્ધાંત

૨ ચાર પગ સૂંઢ, પૂછડી, અને ઉપસ્થ મૂળ = सप्तांगप्रतिष्ठित । ટીકાકાર भूमौ लग्नानि अङ्गानि અર્થ કરે છે પરંતુ 'પોતપોતાની ભૂમિમાં — સ્થાને બરાબર રહેલાં સાતે અંગવાળો' — એવો અર્થ પણ થાય

૩ अलम्बकुच्छि ।

૪ पलम्ब-लम्बोदर-अधरकर । લંબોદર = ગણપતિની જેમ ?

૫ अल्लीण आलीन ।

મદમા આવેલા, મેઘની પેઠે ગરજતા,[1] અને મન તથા પવનને પણ ટપી જતા વેગવાળા તે દિવ્ય હાથીએ પણ કામદેવને શીલવ્રતમાથી ચલિત કરવા, સૂઢ વડે પકડ્યો, આકાશમા ઊચો ઉછાળ્યો, પોતાના તીક્ષ્ણ દતૂશળો વડે ઝીલ્યો, અને પછી જમીન ઉપર નાખી ત્રણ વાર પગ વડે રોળી નાખ્યો, પરતુ કામદેવ પોતાના ધ્યાનમાથી ડગ્યો નહીં [૧૦૨-૬]

ત્યારે થાકીને તે દેવે પાષધશાળામાથી બહાર જઈ, હાથીનુ રૂપ તજી, એક મોટા અપૂર્વ[2] ઝેરી[3] સાપનુ રૂપ લીધુ[4] [૧૦૭]

લુહારની ધમણની પેઠે ફૂફાડા મારતા, તથા અતિશય તીવ્ર ચડ રોષવાળા તેણે પણ, કામદેવને ચલિત કરવા તેના શરીર ઉપર સડસડાટ ચડી જઈ, પોતાના પૂછડી તરફના ભાગ વડે તેના ગળા ઉપર ત્રણ વાર ભરડો દીધો, અને પછી વિષપૂર્ણ તીક્ષ્ણ દાઢથી તેના હૈયા ઉપર ડંખ માર્યો પરતુ કામદેવ પોતાના ધ્યાનમા સ્થિર રહ્યો [૧૦૮ ૧૧૧]

ત્યારે થાકીને તે દેવ પૌષધશાળામાંથી બહાર નીકળી ગયો, અને ત્યા તેણે સાપનુ રૂપ તજી દઈ, પોતાનુ દિવ્ય

૧ ગુલ્ગુલેંત । ૨ મૂળ દિવ્ય = અલૌકિક

૩ ઉગ્ર — ચડ — ઘોર વિષવાળા સાપનુ

૪ તેનુ મોટુ શરીર મેશ તથા ભેંદર જેવુ કાળુ હતુ તેની દૃષ્ટિ ઝેરી તથા ક્રોધભરી હતી મેસના ઢગના જેવો તેનો પ્રકાશ હતો તેની આખો લોહી જેવી લાલ હતી તેની બે જીભો ચપળતાથી આમ તેમ લબકારા લેતી હતી પૃથ્વીદેવીની વેણી જેવો તેનો આકાર હતો તથા મોટી પહોળી વાંકી જટિલ કર્કશ વિકટ એવી ફેણ માંડવામા તે હોશિયાર હતો [૧૦૭]

દેવ રૂપ ધારણ કર્યું. તેનું વક્ષઃસ્થળ હારો વડે શોભતું હતું, તથા દશે દિશાઓ તેના પ્રકાશથી ઝળહળી ઊઠી હતી. તે રૂપ પ્રાસાદિક, દર્શનીય, મનોહર અને સુંદર હતું. તેણે પાંચ વર્ણનાં અને કિનારે ઘૂઘરીઓવાળાં વસ્ત્ર પહેર્યાં હતાં. [૧૧૨]

પછી તે દેવે કામદેવની પૌષધશાળામાં આવી, અંતરિક્ષમાં ઊભા રહી કામદેવને કહ્યુ: "હે શ્રમણોપાસક કામદેવ! તને ધન્ય છે! હે દેવાનુપ્રિય! મેળવવાનુ બધું તને મળી ચૂક્યું છે,[1] તું કૃતાર્થ છે, તારાં બધાં શુભલક્ષણો ફળીભૂત થયાં છે,[2] તથા મનુષ્યજન્મ અને જીવનનુ બધું ફળ તેં બરાબર પ્રાપ્ત કર્યું છે, કારણ કે, તેં જૈન સિદ્ધાંતમા આ પ્રકારનો આદર-વિશ્વાસ પ્રાપ્ત કર્યો છે. એક વાર દેવેંદ્ર દેવરાજ ચોરાસી હજાર સામાનિકો[3] તથા બીજાં પણ અનેક દેવ-દેવીથી વીંટળાઈને ઇંદ્રાસન ઉપર બેઠેલો હતો તે વખતે તે એમ બોલ્યો કે, જંબુદ્વીપમા ભારતવર્ષમા આવેલી

ચંપાનગરીમાં કામદેવ શ્રમણોપાસક પૌષધશાળામાં પૌષધવ્રત પાળતો, બ્રહ્મચર્ય ધારણ કરી, દાભને સાથરે રહેલો છે, તેને કોઈ દેવ, દાનવ, કે ગંધર્વ વગેરે જૈન સિદ્ધાંતમાંથી ચળાવી શકે તેમ નથી. ઇંદ્રનું એ વચન સહન ન કરતો, તેના બોલને અફળ કરવા તથા તને ક્ષોભ પમાડવા હું અહીં આવ્યો હતો પરંતુ ઇંદ્રે કહ્યા મુજબની જ ઋદ્ધિ તને બરાબર પ્રાપ્ત થયેલી છે હે દેવાનુપ્રિય! હું મારા અપરાધની વારવાર ક્ષમા માગું છું. હું બીજી વાર આવો અપરાધ નહીં કરું" આમ કહી, પગે લાગી, તે દેવ વારવાર ક્ષમા માગતો, જે દિશામાંથી આવ્યો હતો તે દિશામાં ચાલ્યો ગયો. [૧૧૩]

કામદેવશ્રાવકે ત્યાર બાદ પોતાને બાધારહિત થયેલો જાણી,[1] પોતાનું વ્રત[2] શાસ્ત્ર અનુસાર, આચાર અનુસાર, માર્ગ અનુસાર તથા જેવું હોય તેવું બરાબર પાળ્યું, શોભાવ્યું અને ચાલુ રાખ્યું. [૧૧૪]

તેવામાં ફરતા ફરતા શ્રમણભગવાન મહાવીર ચંપામાં આવીને પૂર્ણભદ્ર ચૈત્યમાં ઊતર્યા. તેમના આવ્યાના સમાચાર સાંભળી, કામદેવે વિચાર્યું કે, ભગવાન મહાવીરને વંદન-નમસ્કાર કરી આવીને, ત્યાંથી પાછા ફર્યા બાદ આ પૌષધવ્રત પૂરું કરું આમ વિચારી તેણે બહાર જવા યોગ્ય[3] શુદ્ધ

---

૧ 'निरुवसग्गम्' इति वृत्तौ । હવે આવા વિઘ્ન એ દેવ વગેરે તરફથી આવવાના નથી એમ જાણી અથવા નિર્વિઘ્નપણે'

૨ મૂળ પ્રતિમા જુઓ આગળ પાન ૩૬ ઇ

૩ पाउग्गाइं — प्रावद्यानि ।

વસ્ત્રો પહેર્યાં, તથા મોટા મનુષ્યસમૂહ સાથે તે પોતાને ઘેરથી નીકળી પૂર્ણભદ્ર ચૈત્ય તરફ ગયો. [૧૧૫ ૬]

ભગવાને ત્યાં ભેગી થયેલી પરિષદને અને કામદેવ શ્રમણોપાસકને ધર્મકથા કહી:— .

"લોકને કામરાગથી પીડિત સમજીને તથા પોતાના પૂર્વ સંબંધોનો ત્યાગ કરીને, ઉપશમયુક્ત અને બ્રહ્મચર્યમાં સ્થિત થયેલા ત્યાગી કે ગૃહસ્થે જ્ઞાની પાસેથી ધર્મને યથાર્થ જાણીને તે પ્રમાણે વર્તવું.

"ધર્મ સ્વીકારીને શરૂઆતથી જ સાવધાન રહેવું, અને ક્યાંય આસક્ત ન થવું. બધી રીતે સંગોને વટાવીને, વિરત મુનિએ સંયમમાં યત્ન કરતા વિહરવું. 'ધર્મ જ મોટો છે, બીજું કાંઈ મોટુ નથી' એ જાતનુ જિનાજ્ઞા પ્રમાણેનું આચરણ મનુષ્યોમાં ઉત્કૃષ્ટવાદ કહેવાય છે.

"એ સંયમીને શરીર પડતાં સુધી રણસંગ્રામમાં મોખરે રહેનારા વીર પુરુષની ઉપમા અપાય છે. એવો જ મુનિ પારગામી થઈ શકે છે. કોઈ પણ પ્રકારના કષ્ટથી ન ડગતો, અને વહેરાવા છતાં પાટિયાની જેમ સ્થિર રહેતો તે સંયમી, શરીર પડતા સુધી કાળની વાટ જોયા કરે, પણ દુઃખથી ગભરાઈ પાછો ન હઠે. ઘણા લાંબા કાળ સુધી સંયમધર્મનુ પાલન કરીને વિચરતા અને ઇંદ્રિયનિગ્રહી એવા પૂર્વના મહાપુરુષોએ જે જે સહન કરેલુ છે તે તરફ લક્ષ રાખવું.

"સાધુને આવી પડતાં દુઃખો બે પ્રકારનાં હોય છે. અનુકૂળ અને પ્રતિકૂળ. તેવા પ્રસંગોએ થતી સર્વ કુશંકાઓ

ત્યાગીને સંયમી પુરુષ શાંત દૃષ્ટિવાળો રહે. વીરપુરુષોએ તે દુઃખો સારી પેઠે સહન કરવાં જોઈએ એમ હું કહું છું."[1] [૧૧૭]

આટલું કહ્યા પછી, "કામદેવ!" એમ કહીને શ્રમણભગવાન મહાવીરે કામદેવ શ્રમણોપાસકને, પિશાચરૂપ ધારણ કરીને આવેલા દેવની, તેણે આપેલી વિવિધ યાતનાની, અને કામદેવે બતાવેલી સ્થિરતાની વાત કહી સંભળાવીને, તેને પૂછ્યું: "આ વાત ખરી છે?" [૧૧૮]

"હા! ભગવન્! ખરી છે!" [૧૧૮]

પછી, 'આર્યો!' એમ કહીને નિર્ગ્રંથનિર્ગ્રંથીઓને સંબોધી, શ્રમણભગવાન મહાવીરે કહ્યું: "ઘરમાં વસતા આ શ્રમણોપાસકો જો, પોતાના વ્રતના પાલનને માટે દિવ્ય, માનુષિક અને પશુએ કરેલા ઉપસર્ગો–વિઘ્નોને સારી રીતે સમભાવે સહન કરે છે, તેમનાથી ચલાયમાન થતા નથી, અને પોતાના વ્રતમાં તત્પર રહે છે; તો હે આર્યો! તમારે શ્રમણનિર્ગ્રંથોએ કે જે બાર અંગોવાળા ગણિપિટકનું[2] અધ્યયન કરનારાં છો, તેમણે તો સ્વીકારેલા આચારોને બરાબર સુરક્ષિત રાખવા માટે બરાબર તૈયાર રહેવું જોઈએ, અને જરાપણ ચલિત ન થવું જોઈએ, તથા માર્ગમાં જે જે યાતનાઓ આવે તે સહન કરવી જોઈએ. [૧૧૯]

શ્રમણભગવાન મહાવીરની આ વાતને તે સૌએ વિનયપૂર્વક સ્વીકારી, અને માથે ચડાવી. [૧૨૦]

૧. 'આચારાંગ' ૧૮૧-૫, ૧૯૫-૬ ૨. શાસ્ત્રસંઘવાળી આચાર્યની પેટી, અર્થાત્ શાસ્ત્રસમુદાય. બાર અંગના અર્થ માટે જુઓ પા. ૪, નોંધ ૨.

પછી કામદેવ શ્રમણોપાસક ભગવાનને કેટલાક પ્રશ્નો પૂછીને, તથા તેમના જવાબ બરાબર સમજીને પોતાને આવાસે ગયો. [૧૨૧]

ભગવાન મહાવીર પણ વખત થયે ચંપામાંથી નીકળીને બહારના પ્રદેશોમાં વિહરવા લાગ્યા. [૧૨૨]

ત્યારબાદ કામદેવ શ્રમણોપાસક પહેલી ઉપાસકપ્રતિમા[1] સ્વીકારીને રહેવા લાગ્યો. [૧૨૩]

તેણે વીશ વર્ષ સુધી શ્રમણોપાસકની મર્યાદા બરાબર સાચવી. તે પ્રમાણે ઉપાસકની અગિયારે પ્રતિમાઓને પાર કરીને, ત્યાર બાદ એક મહિના સુધીની મારણાંતિક સંલેખનાના સાઠ ટંક જેટલા ઉપવાસ વડે પોતાની જાતને સારી રીતે તાવીને, તથા દોષોની કબૂલાત અને પ્રાયશ્ચિત્તનો વિધિ પૂરો કરી, કામદેવ સમાધિપૂર્વક એ મહિનાને અંતે મરણ પામ્યો, અને સૌધર્મ કલ્પમાં ઈશાનખૂણે આવેલા અરુણાભ-વિમાનમાં દેવ થયો. ત્યાં તેનુ આયુષ્ય ચાર પલ્યોપમ વર્ષ જેટલુ છે ત્યાંથી તે પોતાનું આયુષ્ય, ભવ અને સ્થિતિ પૂરાં કરી, મહાવિદેહવાસ પામી, સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે.[2] [૧૨૪–૫]

---

૧ જુઓ પા. ૩૬ ધર્મશ્રદ્ધા-સમ્યક્ત્વ બરાબર પાળનારની વ્રત

૨ આ દશાની પારિભાષિક બાબતો માટે જુઓ પ્રથમ અધ્યયન પા ૪૬ ઉપરની નોંધો વગેરે

## ૩

# ચૂલણીપિતા

આર્ય સુધર્મા કહે છે —

વારાણસી નગરીમા જિતશત્રુ રાજાનુ રાજ્ય હતું. ત્યા ચૂલણીપિતા નામે ગૃહસ્થ તેની શ્યામા નામની ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે આઠ કરોડ (પાલી જેટલુ) સોનુ નિધિ તરીકે સઘરામા હતું, આઠ કરોડ વ્યાજે, અને આઠ કરોડ ઘરના વાપરમાં હતું ઉપરાંત દશ હજાર ગાયનો એક એવા આઠ વ્રજ હતા. [૧૨૭]

એક વખત શ્રમણભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરીમા આવ્યા, અને ત્યાંના કોષ્ઠક નામના ચૈત્યમાં ઊતર્યા સૌ તેમનું દર્શનપૂજન કરવા ગયા ચૂલણીપિતા પણ તે બધા સાથે ગયો [૧૨૭]

ભગવાને ત્યા ભેગી થયેલી મોટી પરિષદને ધર્મકથા કહી —

"લોકો અતિથિ આવે તે પ્રસગે ઉજાણી સારુ પોતાના આગણામાં ઘેટો પાળે છે, તથા તેને ચોખા અને જવસ ખવરાવી ખવરાવીને પુષ્ટ કરે છે. તે ઘેટો તૃપ્તિપૂર્વક બધું ખાઈ ખાઈ, મોટા પેટવાળો તથા વિપુલ દેહવાળો બને છે પરતુ તે જાણતો નથી કે, પોતે અતિથિ આવે ત્યારે કપાવા માટે તૈયાર થઈ રહ્યો છે.

"તેવી રીતે અજ્ઞાની મનુષ્ય પણ સ્ત્રીપ્રધાન કામભોગો ભોગવતો, મહા આરંભો અને પરિગ્રહો કર્યા કરતો, તથા લૂટફાટ, ચોરી, જૂઠ, ક્રૂરતા, તથા શઠતાથી પોતાના કામભોગો પ્રાપ્ત કરતો વિહરે છે. બકરાનુ ખરુ થયેલુ માસ ખાઈ, સુરા પી, તે રાતોમાતો, દુદવાળો તથા લોહી ભરેલો થયાં જાય છે. પરન્તુ તે મૂઢ મનુષ્ય જાણતો નથી કે પોતે નરક માટે તૈયાર થઈ રહ્યો છે.

"પછી, આસન, શયન, વાહન, ધન, અને બીજા કામભોગો ભોગવીને, દુષ્પ્રાપ ધનને પાછળ મૂકીને, તથા ઘણું પાપ ભેગું કરીને, આ દૃશ્યમાન જગતમા જ માનનારો તથા કર્મોથી ભારે થયેલો તે પ્રાણી, અતિથિ આવ્યે શોક કરતા ઘેટાની પેઠે મૃત્યુ સમયે શોક કરે છે. ત્યાર બાદ આયુષ્યનો ક્ષય થયે દેહથી ચ્યુત થયેલો તે, પરવશ બની, અધારી, આસુરી દિશામા જાય છે, તથા આપત્તિ અને વધ જેમા મુખ્ય છે એવી નરકની અને પશુપંખી ઇત્યાદિની અધમ યોનિઓ પામે છે. એક વાર એ દુર્ગતિમા ગયા પછી તેમાંથી બહાર આવવુ ઘણા લાબા કાળ સુધી અશક્ય હોય છે.

"ત્રણ વાણિયા વિષે એક એવી લોકકથા છે કે, મૂડી લઈને તેઓ વેપાર કરવા નીકળ્યા. તેમાનો એક ઘણો લાભ મેળવી પાછો આવ્યો, બીજો મૂળ મૂડી સાથે જ પાછો આવ્યો, અને ત્રીજો તો મૂડી પણ ખોઈને આવ્યો. તેની પેઠે જ ધર્મજીવનમા પણ મનુષ્યો ત્રણ પ્રકારે વર્તે છે કેટલાક વિપુલ સદાચાર, શીલ અને વિશેષતાવાળા પુરુષાર્થી

લોકો પોતાના સત્કર્મોને લીધે, પહેલા વાણિયાની પેઠે, મૂળ મૂડી (મનુષ્યપણું) ઉપરાંત (દેવપણાનો) લાભ પામે છે બીજા સામાન્ય ગૃહસ્થો સદાચાર અને સુનતો આચરી, બીજા વાણિયાની પેઠે મૂળ મૂડી સાથે જ (ફરી મનુષ્યપણું કમાઈ) પાછા આવે છે ત્યારે અજ્ઞાની અને દુરાચારી લોકો, ત્રીજા વાણિયાની પેઠે મનુષ્યપણું પણ હારી બેસે છે, અને નરક કે તિર્યંચપણાને પામે છે

"માટે હાનિલાભનો વિચાર કરી, મેધાવી પુરુષ પોતાના ઐહિક જીવનનો સદુપયોગ કરે"*

ભગવાનનુ પ્રવચન સાભળી, ચૂલણીપિતાએ પણ આનદ ઉપાસકની પેઠે હૃષ્ટ, તુષ્ટ અને પ્રસન્ન થઈ, ભગવાન પાસેથી બાર પ્રકારનો ગૃહસ્થધર્મ સ્વીકાર્યો

ત્યાર બાદ શ્રમણોપાસક ચૂલણીપિતા શ્રાવકધર્મ યથાયોગ્ય પાળતો અને જૈન સાધુને ભિક્ષાદિ આપતો રહેવા લાગ્યો

એમ કરતા કરતા અણુવ્રત, ગુણવ્રત વગેરે પાળતા પાળતા તેના ૧૪ વર્ષ ચાલ્યા ગયા, ત્યારે પદરમા વર્ષને વચગાળે તેણે પણ મહાવીર ભગવાન પાસેથી જાણેલા ધર્મમાર્ગને ઝઝટ વિના બરાબર પાળી શકાય તે માટે પોતાના મોટા પુત્રને બધા જ્ઞાતિ–સ્વજનની રૂબરૂમા બધો વ્યવહાર ભાર સોંપી દઈ, પૌષધશાળામા બ્રહ્મચર્ય સહિત પૌષધવ્રત પાળીને, શ્રમણભગવાન મહાવીરે બતાવેલ ધર્મમાર્ગ અનુસાર રહેવા માડ્યુ [૧૨૭]

* ઉત્તરાધ્યયન અ૦ ૭

ત્યાં એક વખત ચૂલણીપિતાને તેના ધ્યાનમાંથી ચલિત કરવા માટે પિશાચનું રૂપ લઈ, ઉઘાડી તલવાર સાથે એક દેવ આવ્યો અને બોલ્યો · હે અધમ લક્ષણવાળા શ્રાવકડા, તારુ મોત માથે ભમે છે! હે લજ્જા–લક્ષ્મી–ધૃતિ–કીર્તિ વગરના! તું ધર્મ–પુણ્ય–સ્વર્ગ–અને મોક્ષની કામનાવાળો થઈ, આ બધાં શીલવ્રત વગેરે ધારણ કરીને બેઠો છે. પણ જો તું તારાં એ બધાં વ્રત–નિયમ છોડી દઈ, તેમનો ભંગ નહીં કરે, તો હું આજે જ હમણાં તારા મોટા દીકરાને તારે ઘેરથી પકડી લાવીશ, અને તારા દેખતાં જ તેનો વધ કરી, તેના માંસના ત્રણ ગોળા કરી, (તેલના) આધણ ભરેલી[1] કઢાઈમાં તળીશ; અને પછી તારા શરીરને તેના માસ–લોહીથી છાંટીશ, જેથી કરીને તું નિવારી ન શકાય એવા દુઃખથી પરવશપણે પીડિત થઈ અકાળે જ મરી જઈશ! [૧૨૮ ૯]

તે દેવે એ પ્રમાણે એ ત્રણ વાર કહ્યા છતાં ચૂલણી-પિતા નિર્ભયતા સાથે પોતાના ધ્યાનમાં તત્પર રહ્યો. એટલે ક્રોધથી ભવા ચડાવી, તે દેવે તેની સામે તેના મોટા દીકરાના ટુકડા કરી, તેના માંસને તળવા કઢાઈમાં નાખ્યું, અને તેનું લોહી વગેરે ચૂલણીપિતાના શરીર ઉપર છાંટ્યુ. [૧૩૦-૨]

ચૂલણીપિતાએ એ તીવ્ર વેદના ખૂબ શાંતિથી સહન કરી. [૧૩૩]

તેને ન ડગેલો જાણીને તે દેવે તેના વચલા તેમ જ સૌથી નાના પુત્રને પણ એક પછી એક તેની સામે મારીને

---

૧ आदाणभरियंसि ।

કઢાઈમાં તળી નાખ્યા, પણ ચૂલણીપિતા ડર્યો નહીં. [૧૩૪]

છેવટે તેને ડગાવવા તે દેવે ચૂલણીપિતાની દેવગુરુ સમાન માતા ભદ્રા સાર્થવાહી[૧]ના કટકા કરી તળી નાખવાની ધમકી આપી. [૧૩૫]

પહેલી વાર તો તે ધમકી ચૂલણીપિતાએ ન ગણકારી; પરંતુ જ્યારે પેલા દેવે બીજી અને ત્રીજી વાર પણ એ જ ધમકી આપી, ત્યારે ચૂલણીપિતાને એવો વિચાર આવ્યો : "અહો ! આ કોઈ અનાર્ય, અનાર્યબુદ્ધિવાળો પુરુષ આવાં અનાર્ય પાપકર્મો મારી સામે કરે છે. તેણે મારા પુત્રોને તો મારી નાખ્યા, હવે તે મારે માટે આકરાં દુઃખ સહન કરનારી મારી દેવગુરુ સમાન જનનીને મારી સામે મારીને તળવા તૈયાર થયો છે. માટે મારે આ માણસને પકડી લેવો જોઈએ." [૧૩૬-૮]

આવો વિચાર કરી, તે ઊઠ્યો, અને તેને પકડવા ગયો; એટલે પેલો દેવ એકદમ આકાશમાં ઊડી ગયો, અને ચૂલણીપિતાના હાથમાં માત્ર થાંભલો આવ્યો. એટલે તેણે મોટા અવાજ સાથે કોલાહલ કરી મૂક્યો. [૧૩૮]

તેનો કોલાહલ સાંભળી, તેની માતા જાગીને તેની પાસે આવી, અને કહેવા લાગી : 'હે પુત્ર ! તેં આ કોલાહલ શાનો કર્યો ?' [૧૩૯]

ચૂલણીપિતાએ પોતે જોયેલી વાત તેને કહી સંભળાવી. [૧૪૦]

---
૧. શેઠાણી; સંઘવણ.

એટલે તેની માતાએ તેને કહ્યુ : "હે પુત્ર! અહીં કોઈ માણુસ આવ્યો નથી; કોઈએ તારા એકે પુત્રને માર્યો નથી, અને તને કનડવા પણુ કોઈ અહીં આવ્યુ નથી તેં કોઈ બિહામણું દૃશ્ય જોયુ લાગે છે, અને તેને કારણે તું તારાં વ્રત-નિયમ-પાષધમાંથી ચલિત થયો છે. માટે એ દોષનુ તું પ્રાયશ્ચિત્ત કર, અને ફરી વ્રત સ્વીકારીને જેમ રહેતો હતો તેમ રહે." [૧૪૧]

માતાની વાત ચૂલણીપિતાએ વિનયથી સ્વીકારી, અને પોતે તોડેલા નિયમનુ પ્રાયશ્ચિત્ત કરી, તેનો ફરી સ્વીકાર કર્યો. [૧૪૨]

પછી તેણે આનંદની પેઠે ઉપાસકની અગિયારે પ્રતિમાઓને સારી રીતે પાર કરી છેવટે મારણાંતિક સલેખનાનો સ્વીકાર કરી, સમાધિપૂર્વક તે મરણ પામ્યો; અને સૌધર્મકલ્પના ભૂષણરૂપ મહાવિમાનના ઈશાનખૂણામાં આવેલા અરુણપ્રભ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં તેનું આયુષ્ય ચાર પલ્યોપમ વર્ષ જેટલુ છે. ત્યાથી તે મહાવિદેહ-વાસ પામી, સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે. [૧૪૩ ૧૪૪]

૪

## સુરાદેવ

વારાણસી નગરીમાં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. ત્યા સુરાદેવ નામનો ગૃહસ્થ તેની ધન્યા નામની ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે છ કરોડ (પાલી જેટલુ) સોનુ નિધિ તરીકે સંઘરામા હતું, છ કરોડ વ્યાજે, અને છ કરોડ ઘરના વાપરમાં હતું. ઉપરાત દશ હજાર ગાયનો એક એવા છ વ્રજો હતા.

એક વખત શ્રમણભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરીમાં આવ્યા અને ત્યાંના કોઇક ચૈત્યમાં ઊતર્યા. તેમને આવેલા જાણી, રાજા તેમજ પ્રજાજનો ટોળે વળી તેમનાં દર્શન–પૂજન કરવા ઊમટયાં. સુરાદેવ પણ તે સૌની સાથે ગયો.

ત્યાં ભેગી થયેલી પરિષદને ભગવાને ધર્મકથા કહીઃ—

"વિવિધ પદાર્થોમાં સ્નેહ અથવા આસક્તિ એ સર્વ પ્રકારનાં બંધનનુ મૂળ છે. માટે મનુષ્યે સર્વ પ્રકારના સંબધોનો ત્યાગ કરી, ફરી ક્યાંય સ્નેહ ન કરવો. સ્નેહ કરાવનારા પદાર્થોમાં પણ સ્નેહ વિનાનો રહેનાર મનુષ્ય સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે.

"રાગ અને દ્વેષને કારણે મનુષ્યના અંતરમાં અનેક ગાંઠો બંધાઇ ગઈ છે. તે બધીને ભલે પ્રકારે છેદી નાખી,

મુમુક્ષુએ ગમે તેટલા કામભોગો આવી મળે તોપણ તેઓમાં ન લેપાવું. એક વાર મનુષ્ય એ લોભાવનારા વિષયોમાં ખેંચાઈ ગયો, તો પછી તે પોતાનું હિત અને કલ્યાણ સમજવાની બુદ્ધિ જ ગુમાવી બેસે છે. પછી માખી જેમ બળખામાં ચોંટી જઈ નાશ પામે છે, તેમ તે મંદ અને મૂઢ મનુષ્ય નાશ પામે છે.

"વિવિધ પદાર્થોથી ભરેલુ આખું વિશ્વ કોઈ એક મનુષ્યને જ આપી દેવામાં આવે, તોપણ તેને તૃપ્તિ થાય તેમ નથી. મનુષ્યની તૃષ્ણાઓ એવી દુષ્પૂર છે. કારણ કે, જેમ જેમ લાભ થતો જાય છે, તેમ તેમ લોભ પણ વધતો જાય છે.

"આ જન્મમાં જેઓ કામભોગોના રસમાં આસક્ત બની, પોતાના જીવનનું નિયમન નથી કરતા, તેઓ સમાધિ-યોગમાંથી ભ્રષ્ટ બની, આ જન્મ પણ ગુમાવે છે, અને મૃત્યુ બાદ પણ આસુરી યોનિ પ્રાપ્ત કરે છે. ત્યાંથી છૂટીનેય તેઓ સંસારમાં શાંતિ પામ્યા વિના સતત ભટકયા જ કરે છે. કારણ કે, અનેક કર્મોના લેપથી લીપાયેલા તેઓને બોધ પ્રાપ્ત થવો ઘણો મુશ્કેલ હોય છે.

"માટે મનુષ્યનુ સર્વસ્વ નાશ કરનારા સ્ત્રીભોગોમાં કદી ન ફસાશો. તે ભોગોની મનોહરતા ઉપર ઉપરની જ છે. ચિત્ત આજે 'આ' તો કાલે 'બીજુ' એમ હંમેશાં માગ્યા કરે છે. અને જેને મેળવવા હમણાં જ પોતે અતિ પ્રયત્ન કર્યો હોય છે, તે જ થોડા વખત બાદ અકારુ થઈ પડે છે. માટે તે ભોગોની કદી કામના ન કરવી. મુમુક્ષુએ તો

લોકકલ્યાણકારી ધર્મ જાણીને, તેમાં જ પોતાની જાતને લીન કરી દેવી.

"તે બધા કામભોગો એવા છે કે, એક વખત તેમનો પરિચય કર્યા બાદ મહાકષ્ટે પણ તે તજી શકાતા નથી. તેમાં પણ સામાન્ય સંસારી જીવો માટે તો તે તજવા અશક્ય જ છે. મહાવ્રતો જેવાં સુંદર વ્રતો અણીશુદ્ધ પાળનારા કોઈ વિરલ સાધુ પુરુષો જ તે દુસ્તર ભોગોને, વેપારી વાણિયા જેમ દુસ્તર સમુદ્રને પાર કરી જાય છે, તેમ તરી જાય છે."*

ભગવાનનું પ્રવચન સાંભળી, સુરાદેવે પણ આનંદ ઉપાસકની પેઠે હૃષ્ટ, તુષ્ટ, અને પ્રસન્ન થઈ, ભગવાન પાસેથી બાર પ્રકારનો ગૃહસ્થધર્મ સ્વીકાર્યો.

ત્યાર બાદ શ્રમણોપાસક સુરાદેવ શ્રાવકધર્મને યથાયોગ્ય પાળતો અને જૈન સાધુને ભિક્ષાદિ આપતો રહેવા લાગ્યો.

એમ કરતા કરતાં, અણુવ્રત ગુણવ્રત વગેરે પાળતાં પાળતાં તેનાં ૧૪ વર્ષ ચાલ્યાં ગયાં. પછી પંદરમા વર્ષને વચગાળે તેણે પણ મહાવીરભગવાન પાસેથી જાણેલા ધર્મ-માર્ગને ઝંઝટ વિના બરાબર અનુસરી શકાય તે માટે પોતાના મોટા પુત્રને બધાં જ્ઞાતિ-સ્વજનની રૂબરૂમાં બધો વ્યવહાર ભાર સોંપી, પૌષધશાળામાં રહેવા માંડ્યું. [૧૪૫]

એક વખત, મધ્યરાત્રીએ, એક દેવે સુરાદેવને તેના મતમાંથી ચળાવવા માટે, ઉઘાડી તરવાર સાથે આવી, તેના ત્રણે પુત્રોને ઘેરથી પકડી લાવી, તેના દેખતાં જ તેમનો વધ

* ઉત્તરાધ્યયન અ૦ ૮

કર્યો, પછી તેમના માંસના પાંચ પાંચ સોળા કરી, કઢાઈમા તળ્યા, અને તેમનુ લોહીમાંસ સુરાદેવના શરીરે ખરડ્યું. [૧૪૬-૭]

સુરાદેવે એ તીવ્ર વેદના ખૂબ શાતિથી સહન કરી. ત્યારે પેલા દેવે છેવટે એક સાથે સોળ રોગો[1] તેના શરીરમા મૂકવાની ધમકી આપી. [૧૪૮]

એટલે, "આ કોઈ અનાર્ય બુદ્ધિવાળો પુરુષ આવા અનાર્ય પાપકર્મો મારી સામે કરે છે, તે હવે મારા શરીરમા સોળ રોગો દાખલ કરવા તૈયાર થયો છે, તો મારે તેને પકડી લેવો જોઈએ," એમ વિચારી સુરાદેવ ઊભો થયો, અને પેલા દેવને પકડવા ગયો. એટલે તે દેવ એકદમ આકાશમા ઊડી ગયો, અને સુરાદેવના હાથમાં માત્ર થાભલો આવ્યો. તેથી તેણે મોટા અવાજ સાથે કોલાહલ કરી મૂક્યો [૧૪૯-૧૫૧]

તેનો કોલાહલ સાંભળીને તેની ધન્યા ભાર્યા જાગીને તેની પાસે આવી, અને આમ કોલાહલ કરવાનુ કારણ તેને પૂછવા લાગી [૧૫૨]

સુરાદેવે તેને પોતે જોયેલી વાત કહી સભળાવી. તે સાભળી ધન્યા ભાર્યાએ તેને કહ્યુ કે, 'અહીં કોઈ માણુસ, આવ્યો નથી, કે કોઈએ તમારા એકે પુત્રને માર્યો નથી. તમે કોઈ બિહામણું દૃશ્ય જોયુ હોય એમ લાગે છે, તથા

---

૧, આચારાગસૂત્ર અ૦ ૬મા નીચે પ્રમાણે ૧૬ રોગ ગણાવ્યા છે — કંઠમાળ, કોઢ, ક્ષય, અપસ્માર, નેત્રરોગ, જડતા, ઠૂંઠાપણુ, ખૂંધિયાપણુ, ઉદરરોગ, મૂત્રરોગ, સૂણી જવુ, ભસ્મક, કપ, પીઠસર્પિપણુ, હાથીપગાપણ અને મધુમેહ

તેને કારણે તમે વ્રત–નિયમ–પૌષધથી ચલિત થયા છો. માટે તમે એ દોષનું પ્રાયશ્ચિત્ત કરી, ફરી વાર વ્રત સ્વીકારી જેમ રહેતા હતા તેમ રહો. [૧૫૩]

સુરાદેવે ધન્યા ભાર્યાની વાત વિનયથી સ્વીકારી. તેણે ચૂલણીપિતાની પેઠે પ્રાયશ્ચિત્ત કરી, વ્રત-નિયમ-પૌષધનો ફરી વાર સ્વીકાર કર્યો.

આનંદની પેઠે તેણે પણ પછી શ્રમણોપાસકની અગિયારે પ્રતિમાઓ સારી રીતે પાર કરી છેવટે કામદેવ શ્રમણોપાસકની પેઠે મારણાંતિક સંલેખના સ્વીકારીને, સમાધિપૂર્વક મરણ પામી, તે સૌધર્મકલ્પના અરુણકાંત વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો ત્યાં તેનું આયુષ્ય ચાર પલ્યોપમ વર્ષનું છે. ત્યાંથી તે મહાવિદેહવાસ પામી, સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે. [૧૫૪]

## ૫

## ચુલ્લશતક

આલભિકા[1] નગરીમાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો ત્યાં ચુલ્લશતક નામે ગૃહપતિ તેની બહુલા નામે ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે છ કરોડ (પાલી) સોનું નિધિ તરીકે ભંડારમાં હતું, છ કરોડ વ્યાજે, અને છ કરોડ ઘરના વાપરમાં હતું. ઉપરાંત દશ હજાર ગાયોનો એક એવા છ વ્રજો હતા. [૧૫૫]

1 નોંધ ૪ ને આલિકા એક પ્રાચીન નગર જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૧૧

એક વખત શ્રમણભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરીમાં આવ્યા, અને ત્યાંના શંખવન ઉદ્યાનમાં ઊતર્યા. તેમને આવેલા જાણી રાજા તેમ જ પ્રજાજનો તેમને વંદન-નમસ્કાર કરવા ઊમટયા. ચુલ્લશતક પણ તે સૌની સાથે ગયો. [૧૫૫]

ત્યાં ભેગી થયેલી મોટી પરિષદને ભગવાને ધર્મકથા કહી :—

"જે કામગુણો છે, તે જ સંસારનાં મૂળ સ્થાનો છે. કારણ કે, તે કામગુણોમાં આસક્ત માણસ પ્રમાદથી માતપિતા, ભાઈબહેન, પત્નીપુત્ર, વહુદીકરી, મિત્રસ્વજન વગેરેમાં તેમ જ બીજી ભોગસામગ્રી તથા અન્નવસ્ત્ર વગેરેમાં મમતાપૂર્વક તપ્યા કરે છે. તે બધા વિષયોના સંયોગનો અર્થી તથા તેમાં જ લીન થયેલા ચિત્તવાળો તે માણસ રાતદિવસ પરિતાપ પામતો, કાળઅકાળનો વિચાર કર્યા વિના સખત પરિશ્રમ ઉઠાવતો, વગર વિચાર્યે અનેક પ્રકારનાં કાળાં કર્મો કરે છે; તથા અનેક જીવોના વધ, છેદ, ભેદ, તથા ચોરી, લૂટ, ત્રાસ વગેરે પાપકર્મો કરવા તત્પર થાય છે, એટલુ તો શું, કોઈએ ન કરેલુ એવુ કરવાનો પણ ઇરાદો રાખે છે.

"સ્ત્રી અને ધનના કામી તથા દુઃખથી ડરતા એવા તે અજ્ઞાની જીવો પોતાના સુખ માટે શરીરબળ, જ્ઞાતિબળ, દેવબળ, રાજબળ, શ્રમણબળ એવા અનેક બળ મેળવવા ગમે તેવાં કાર્યો કરે છે, અને તેમ કરતાં થતી અન્ય જીવોની હિંસાની જરાય પરવા કરતા નથી.

"કામિની અને કાંચનમાં મૂઢ એવા તે લોકોને જીવિતમાં અત્યંત રાગ હોય છે. મણિ, કુંડળ અને હિરણ્ય

વગેરેમાં પ્રીતિવાળા તથા સ્ત્રીઓમાં અત્યંત આસક્તિવાળા તે લોકોને એમ જ દેખાય છે કે, અહીં કોઈ તપ નથી, દમ નથી, કે નિયમ નથી. જીવન અને તેના ભોગોની કામનાવાળો તે મહામૂઢ મનુષ્ય ગમે તેમ બોલે છે, તથા હિતાહિતજ્ઞાનશૂન્ય બની જાય છે.

"તે લોકો સ્ત્રીઓથી હારી ગયેલા હોય છે. તેઓ એમ જ માને છે કે એ જ સુખની ખાણ છે. ખરી રીતે તો તે દુઃખ, મોહ, મૃત્યુ, નરક અને હલકી પશુગતિનું કારણ છે.

"કામભોગના જ વિચારમાં મન, વચન અને કાયાથી મગ્ન રહેનારા તે મનુષ્યો પોતાની પાસે જે કાંઈ ધન હોય છે, તેમાં અત્યંત આસક્ત રહે છે; તથા બેપગાં, ચારપગાં કે ગમે તે પ્રાણીઓના વધ કે નિગ્રહથી પણ તેની વૃદ્ધિ કરવા ઇચ્છે છે.

"પરંતુ માણસનું જીવિત અલ્પ છે. જ્યારે આયુષ્ય મૃત્યુથી ઘેરાવા માંડે છે, ત્યારે શ્રોત્ર, ચક્ષુ વગેરે ઇંદ્રિયોના બળની હાનિ થવા લાગતાં માણસ મૂઢ બની જાય છે. તે વખતે પોતાનાં માનેલાં સગાંસંબંધી, કે જેઓની સાથે તે લાંબા કાળથી રહેતો હોય છે, તેઓ પણ તેનો તિરસ્કાર કરવા લાગે છે. વૃદ્ધાવસ્થામાં હાસ્ય, ક્રીડા, રતિ કે શૃંગાર રહેતાં નથી. વય અને યૌવન પાણીને વેગે ચાલ્યાં જાય છે. તે વખતે પ્રિય માનેલાં સગાંસંબંધી મનુષ્યનું મૃત્યુમાંથી રક્ષણ કરી શકતાં નથી કે તેનું શરણ બની શકતાં નથી. જે માતપિતાએ નાનપણમાં તેનું પોષણ કર્યું હતું તથા

મોટો થયા પછી પોતે જેમનુ રક્ષણ કરતો હતો, તે પણ તેને બચાવી શકતાં નથી.

"અથવા અસંયમથી કેટલીક વાર તેને રોગો થાય છે. અથવા જેઓની સાથે તે લાંબા કાળથી રહેતો હતો, તે પોતાનાં માનેલાં માણસો પહેલાં જ તેને છોડીને ચાલ્યાં જાય છે. આમ તેઓ તેના સુખનુ કારણ થઈ શકતાં નથી, કે તેને દુઃખમાંથી બચાવી શકતાં નથી; તેમ તે પોતે પણ તેઓને દુઃખમાંથી બચાવી શકતો નથી. દરેકને પોતપોતાનુ સુખ કે દુઃખ જાતે જ ભોગવવું પડે છે,

"તે જ પ્રમાણે, જે ઉપભોગસામગ્રી તેણે સગાસંબંધીઓ સાથે ભોગવવા માટે મહાપ્રયત્ને તથા ગમે તેવાં કુકર્મો કરીને એકઠી કરી હોય છે, તે ભોગવવાનો અવસર આવતા કાં તો પોતે રોગથી ઘેરાઈ જાય છે, કે તે સગાસબંધી જ તેને છોડીને ચાલ્યાં જાય છે, કે તે પોતે તેઓને છોડીને ચાલ્યો જાય છે.

"અથવા કોઈ વાર તે ભેગી થયેલી સંપત્તિ દાયાદો વહેચી લે છે, ચોર ચોરી જાય છે, રાજા લૂંટી લે છે, અથવા તે પોતે જ નાશ પામે છે કે અગ્નિથી બળી જાય છે. આમ સુખની આશાથી ભેગી કરેલી ભોગસામગ્રી દુખનુ જ કારણ થઈ પડે છે પરતુ મોહથી મૂઢ બનેલાં મનુષ્યો તે જાણતાં નથી.

"આમ કોઈ કોઈનુ રક્ષણ કરી શકતું નથી, કે કોઈ કોઈને બચાવી શકતું નથી. દરેકને પોતાનાં સુખદુખ જાતે જ ભોગવવાં પડે છે. માટે જ્યાંસુધી પોતાની ઉમર હજુ મૃત્યુથી ઘેરાઈ નથી, તથા શ્રોત્રાદિ ઇંદ્રિયોનું બળ

વગેરે કાયમ છે, ત્યાં સુધી અવસર ઓળખી શાણા પુરુષે પોતાનું કલ્યાણ બરાબર સાધી લેવું જોઈએ!"[1]

ભગવાનનું પ્રવચન સાંભળી, ચુલ્લશતકે પણ કામદેવ ઉપાસકની પેઠે હૃષ્ટ, તુષ્ટ, અને પ્રસન્ન થઈ, ભગવાન પાસેથી બાર પ્રકારનો ગૃહસ્થધર્મ સ્વીકાર્યો.

ત્યારબાદ શ્રમણોપાસક ચુલ્લશતક શ્રાવકધર્મ યથાયોગ્ય પાળતો અને જૈન સાધુને ભિક્ષાદિ આપતો રહેવા લાગ્યો.

એમ અણુવ્રત ગુણવ્રત વગેરે પાળતાં પાળતાં ચુલ્લશતકનાં ૧૪ વર્ષ ચાલ્યાં ગયાં. પંદરમા વર્ષને વચગાળે તેણે પણ, મહાવીર ભગવાન પાસેથી જાણેલો ધર્મ-માર્ગ ઝંઝટ વિના બરાબર અનુસરી શકાય તે માટે, પોતાના મોટા પુત્રને બધા જ્ઞાતિ-સ્વજનની રૂબરૂમાં બધો વ્યવહાર-ભાર સોંપી, પૌષધશાળામાં શ્રમણભગવાન મહાવીરે બતાવેલા ધર્મમાર્ગ અનુસાર રહેવા માંડ્યું. [૧૫૫]

એક વખત, મધ્યરાત્રીએ એક દેવે ચુલ્લશતકને તેના વ્રતમાંથી ચળાવવા માટે, ઉઘાડી તલવાર સાથે આવી, તેના ત્રણે પુત્રોને ચૂલણીપિતા ગૃહપતિના પુત્રોની જેમ મારી નાખ્યા. છતાં તે ડગ્યો નહીં. છેવટે તેણે તેના બધા પૈસા ઘરમાંથી કાઢીને બહાર રાજમાર્ગ[2] ઉપર લઈ જઈ વહેંચી દેવાની ધમકી આપી. [૧૫૬-૮]

---

૧. આચારાંગ અધ્ય૦ ૨: લોકવિજય.

૨ જેવા કે 'સિંઘાડગ' વગેરે. શીંગોડાને આકારે ત્રણ રસ્તા જ્યાં ભેગા થાય, તો વગેરે.

એટલે, ' આ કોઈ અનાર્યબુદ્ધિવાળો પુરુષ આવાં અનાર્ય પાપકર્મો મારી સામે કરે છે, તે હવે જરૂર મારા પૈસા રાજમાર્ગ ઉપર લઈ જઈ વહેંચી દેશે, માટે મારે તેને પકડી લેવો જોઈએ," એમ વિચારી ચૂલણીપિતાની જેમ ચુલ્લશતક ઊઠીને ઊભો થયો, અને પેલા દેવને પકડવા ગયો. એટલે તે દેવ એકદમ આકાશમા ઊડી ગયો, અને ચુલ્લશતકના હાથમાં માત્ર થાંભલો આવ્યો. તેથી તેણે મોટા અવાજ સાથે કોલાહલ કરી મૂક્યો [૧૬૧]

તેનો કોલાહલ સાંભળી, તેની બહુલા ભાર્યા જાગીને તેની પાસે આવી, અને આમ કોલાહલ કરવાનુ કારણ તેને પૂછવા લાગી. [૧૬૧]

ચુલ્લશતકે તેને પોતે જોયેલી બધી વાત કહી સંભળાવી. તે સાંભળી બહુલાએ તેને કહ્યુ કે, અહીં કોઈ માણસ આવ્યો નથી, કે કોઈએ તમારા એકે પુત્રને માર્યો નથી. તમે કોઈ બિહામણું દૃશ્ય જોયુ હોય એમ લાગે છે, તથા તેને કારણે તમે વ્રત-નિયમ-પૌષધથી ચલિત થયા છો. માટે તમે એ દોષનુ પ્રાયશ્ચિત્ત કરી, ફરી વાર વ્રત સ્વીકારી, જેમ રહેતા હતા તેમ રહો. [૧૬૧]

ચુલ્લશતકે બહુલા ભાર્યાની વાત વિનયથી સ્વીકારી. તેણે ચુલણીપિતાની પેઠે પ્રાયશ્ચિત્ત કરી, વ્રત નિયમ-પૌષધનો ફરી સ્વીકાર કર્યો. [૧૬૨]

આનંદની પેઠે તેણે પણ પછી શ્રમણોપાસકની અગિયારે પ્રતિમાઓ સારી રીતે પાર કરી. છેવટે કામદેવ શ્રમણોપાસકની પેઠે મારણાંતિક સંલેખના સ્વીકારીને, સમાધિ

પૂર્વક મરણ પામી, તે સૌધર્મકલ્પના અરુણસિદ્ધ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં તેનું આયુષ્ય ચાર પલ્યોપમ વર્ષનું છે. ત્યાંથી તે મહાવિદેહવાસ પામી, સિદ્ધ બુદ્ધ, અને મુક્ત થશે. [૧૬૨]

## ૬

## કુંડકોલિક

કંપિલપુર[1] નગરમાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાં કુંડકોલિક નામે ગૃહસ્થ તેની પુષા નામની ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે છ કરોડ (પાલી) સોનું નિધિ તરીકે સંઘરામાં હતું, છ કરોડ વ્યાજે, અને છ કરોડ ઘરના વાપરમાં હતું. ઉપરાંત દશ હજાર ગાયોનો એક એવા છ વ્રજો હતા. [૧૬૩]

એક વખત શ્રમણભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરીમાં આવ્યા, અને ત્યાંના સહસ્રાગ્રવણ ઉદ્યાનમાં ઊતર્યા. તેમને આવેલા જાણી રાજા તેમ જ પ્રજાજનો તેમને વંદન-નમસ્કાર કરવા ઊમટ્યાં. કુંડકોલિક પણ તે સૌની સાથે ગયો. [૧૬૩]

---

૧. આને 'કાંપિલ્ય' કે 'કંપિલા' પણ કહે છે. તેરમા તીર્થંકર વિમલનાથનો જન્મ, રાજ્યાભિષેક, દીક્ષા વગેરે પ્રસંગો ત્યાં બન્યા હતા. પાંચાલ દેશમાં ગંગા કિનારે આવેલું આ શહેર અયોધ્યાથી પશ્ચિમે આવેલું કહેવાય છે. ફરૂકાબાદ જિલ્લામાં આવેલા કાયમગંજથી ઉત્તર પશ્ચિમમાં છ માઈલ ઉપર કંપિલા આવ્યું હોય તેમ લાગે છે. મહાભારતમાં ગંગાને કાંઠે આવેલી માકંદીની પાસે દ્રુપદનું આ નગર હોવાનું જણાવ્યું છે.

ત્યાં ભેગી થયેલી મોટી પરિષદને ભગવાને ધર્મકથા કહી :—

"જરા વિચાર તો કરો ! જગતમાં બધાંને જ સુખ પસંદ છે, અને બધાં સુખની જ પાછળ દોડતાં હોય છે. છતાં જગતમાં સર્વત્ર અંધપણું, બહેરાપણું, મૂંગાપણું, કાણાપણું, કુબ્જપણું, ખૂંધિયાપણું, કાળાપણું, કોઢિયાપણું વગેરે દુઃખો જોવામાં આવે જ છે એ બધાં દુઃખો વિષય-સુખની પાછળ પડેલા મનુષ્યોને પોતાની આસક્તિરૂપી પ્રમાદને કારણે જ પ્રાપ્ત થયાં હોય છે એ વિચારી, બુદ્ધિમાન મનુષ્ય સાવધાન થાય. અજ્ઞાની મનુષ્ય જ વિષય-સુખની પાછળ પડી, અનેક પ્રકારના યોનિઓમાં જન્મ-મરણના ફેરા ફરતો હણાયા કરે છે.

"મેં અમુક કર્યું છે, અને હજુ અમુક કરીશ," એવા ઘોડા દોડાવ્યા કરતો તે માયાપૂર્ણ મનુષ્ય પોતાનાં કર્તવ્યોમાં મૂઢ થઈ, ફરી ફરી લોભ વધાર્યા કરે છે, અને એ રીતે પોતે પોતાનો વેરી બને છે. સુખાર્થી, ગમે તેમ બોલતા, અને દુઃખથી મૂઢ બનતા જતા તે મનુષ્યની બુદ્ધિને બધું અવળું જ સૂઝે છે. એ રીતે પોતાના પ્રમાદથી તે પોતાનો નાશ કરે છે.

"કામો પૂર્ણ થવા અશક્ય છે, અને જીવિત વધારી શકાતું નથી. કામકામી મનુષ્ય શોક કર્યા જ કરે છે, તથા ઝૂર્યા કરે છે. મર્યાદાઓનો લોપ કરતો જતો તે કામી, પોતાની કામાસક્તિ અને રાગને કારણે પીડાય છે અને પરિતાપ પામે છે. જેનાં દુઃખ કદી શમતાં નથી એવો તે મંદ મનુષ્ય, દુઃખોના ફેરામાં જ ફર્યા કરે છે.

"ભોગોથી કદી તૃષ્ણા શમી શકતી નથી. વળી તે મહાભયરૂપ તથા દુઃખના કારણરૂપ છે; માટે તેમની કામના છોડી દો તથા તેમને માટે કોઈને પીડા ન કરો. પોતાને અમર જેવો માનતો જે માણુસ ભોગોમાં મહા શ્રદ્ધા રાખે છે, તે દુઃખી થાય છે. માટે તૃષ્ણાનો ત્યાગ કરો. કામોનું સ્વરૂપ અને તેમનાં વિકટ પરિણામો ન સમજતો કામકામી અંતે રડે છે, અને પસ્તાય છે.

"વિષયકષાયાદિમાં અતિ મૂઢ રહેતો માણુસ સાચી શાંતિના મૂળરૂપ ધર્મને ઓળખી જ શકતો નથી. માટે, એ મહામોહમા બિલકુલ પ્રમાદ ન કરવો. હે ધીર પુરુષ! તું આશા અને સ્વચ્છંદનો ત્યાગ કર. તે બેનુ શૂળ સ્વીકારીને જ તું રખડયા કરે છે. સાચા શાંતિના સ્વરૂપનો અને મરણનો વિચાર કરીને, તથા શરીરને નાશવંત જાણીને કુશળ પુરુષ કેમ કરીને પ્રમાદ કરે? જે મનુષ્યો ધ્રુવ વસ્તુ ઇચ્છે છે, તેઓ ક્ષણિક તથા દુઃખરૂપ ભોગજીવનને ન ઇચ્છે. જન્મ અને મરણનો વિચાર કરીને બુદ્ધિશાળી મનુષ્યે દૃઢ એવા સંયમમાં જ સ્થિર થવું, તથા એક વાર સંયમ માટે ઉત્સુક થયા બાદ, અવસર ઓળખી એક મુહૂર્ત પણ પ્રમાદ ન કરવો.

"જેઓ કામગુણોને ઓળગી જાય છે, તેઓ ખરેખર મુક્ત છે. અકામ વડે કામને દૂર કરતા તેઓ, પ્રાપ્ત થયેલા કામગુણમાં પણ ખૂંચી જતા નથી."[1]

ભગવાનનુ પ્રવચન સાંભળી, કુંડકોલિકે પણ કામદેવ ઉપાસકની પેઠે હૃષ્ટ, તુષ્ટ, અને પ્રસન્ન થઈ, ભગવાન પાસેથી

1. આચારાંગ. અધ્ય૦ ૨, લોકવિજય.

બાર પ્રકારનો ગૃહસ્થધર્મ સ્વીકાર્યો. ત્યારબાદ શ્રમણોપાસક કુંડકોલિક શ્રાવકધર્મ યથાયોગ્ય પાળતો અને જૈન સાધુને ભિક્ષાદિ આપતો રહેવા લાગ્યો. [૧૬૩]

એક વાર મધ્યાહ્ન સમયે શ્રમણોપાસક કુંડકોલિક અશોકવનિકામાં ગયો. ત્યા તેણે પોતાની નામમુદ્રા[1] અને ઉત્તરીય વસ્ત્રને ચબૂતરા[2] ઉપર મૂક્યાં. ત્યાર બાદ ભગવાન મહાવીર પાસેથી સ્વીકારેલી ધર્મસાધના અનુસાર તે સાધના કરવા લાગ્યો. [૧૬૪]

તે વખતે એક દેવ ત્યા પ્રગટ થયો [૧૬૫]

તેણે પેલા ચબૂતરા ઉપરથી નામમુદ્રા અને ઉત્તરીય વસ્ત્ર ઉપાડી લીધાં, અને પછી અંતરિક્ષમાં રહી, પોતાનાં વસ્ત્રની કિનાર ઉપરની ઘૂઘરીઓ રણકાવતો તે બોલ્યો·

"હે કુંડકોલિક શ્રમણોપાસક, મંખલિપુત્ર ગોશાલે[3] બતાવેલો ધર્મમાર્ગ સુદર છે, કારણ કે, તેમા એવુ નિરૂપણ છે કે, ઉદ્યમ[4], ક્રિયા,[5] બળ, વીર્ય, પુરુષકાર-પરાક્રમ જેવી કોઈ વસ્તુ (શક્ય કે જરૂરી) નથી, તેમ જ બધુ પહેલેથી હંમેશને માટે નક્કી થઈ ગયેલુ છે,[6] (પુરુષાર્થથી તેમાં

---

૧. નામ કોતરેલી મુદ્રા – મહોર

૨. મૂળ पुढविसिलापट्टए। કુદરતી શિલાનો નહી, પણ ચણીને બનાવેલો

૩. મહાવીરનો સમકાલીન, એક વખતનો મહાવીરનો શિષ્ય, અને પછી જિનપણામા મહાવીરનો પ્રતિસ્પર્ધી ગોશાલ, આજીવિક સંપ્રદાયનો તીર્થંકર હતો તેની તથા તેની સાથેના મહાવીરના સંબંધની, તેમ જ તેના સિદ્ધાત અંગેની વિગતો માટે જુઓ આ પુસ્તકને અંતે પરિશિષ્ટ

૪. 'ઉત્થાન' ઊઠવુ – પ્રયત્નશીલ થવુ તે.

૫. कर्म ૬. *नियता सर्वभावा*।

કશો ફેરફાર થઈ શકે તેમ નથી ) પરંતુ શ્રમણભગવાન મહાવીરે બતાવેલો ધર્મમાર્ગ સુંદર નથી,[1] કારણકે, તેમાં એવું નિરૂપણ છે કે, ઉદ્યમ, ક્રિયા, બળ, વીર્ય, પુરુષકાર-પરાક્રમ જેવી વસ્તુ છે, તેમ જ બધું પહેલેથી હમેશને માટે નક્કી થઈ ગયેલું નથી. (પુરુષાર્થથી તેમાં જરૂરી ફેરફાર થઈ શકે છે, અને દરેક જણે કરવાનો છે ) [૧૬૬]

કુંડકોલિકે તેને જવાબ આપ્યો – ઉદ્યમ વગેરેમાં ન માનનારો, અને બધું પહેલેથી જ હમેશ માટે નિયત થઈ ગયેલું છે એમ પ્રરૂપનારો ગોશાલકનો ધર્મમાર્ગ સુંદર હોય, અને ઉદ્યમ વગેરેમાં માનનારો, અને બધું પહેલેથી જ હમેશ માટે નિયત થયેલું ન માનનારો મહાવીરનો ધર્મ-માર્ગ ખરાબ હોય, તો તે આ તારી દિવ્ય શ્રી, દ્યુતિ, અને પ્રભાવ કેવી રીતે પ્રાપ્ત કર્યાં ? ઉદ્યમથી – પુરુષાર્થથી? કે અનુદ્યમથી ? [૧૬૭]

દેવે જવાબ આપ્યો "હે દેવાનુપ્રિય ! મેં આ બધું અનુદ્યમથી મેળવ્યું છે" [૧૬૮]

કુંડકોલિકે કહ્યું જો તે આ તારી દિવ્ય શ્રી, દ્યુતિ વગેરે અનુદ્યમથી જ મેળવ્યું હોય, તો જે જીવો ઉદ્યમ, બળ, વીર્ય અને પુરુષકાર પ્રયત્ન વિનાના છે, તેઓ કેમ તેમના અનુદ્યમથી તારા જેવી દિવ્ય શ્રી, દ્યુતિ વગેરે મેળવી દેવ બની જતા નથી ? તેથી, તું જે કહે છે કે, મંખલિપુત્ર ગોશાલે બતાવેલો ધર્મમાર્ગ સુંદર છે, અને શ્રમણભગવાન મહાવીરે બતાવેલો અસુંદર છે,' એ વાત મિથ્યા છે ! [૧૬૯]

---

૧ મङ्गुली ।

કુંડકોલિક શ્રમણોપાસકે આમ કહ્યું એટલે પેલો દેવ પોતે જ શંકિત થઈ ગયો અને તેનું ચિત્ત ડહોળાઈ ગયું. તેથી તે એનો કંઈ જવાબ આપી શક્યો નહીં. પછી પોતે ઉપાડી લીધેલાં કુંડકોલિકનાં નામમુદ્રા અને ઉતરીય વસ્ત્રને ચબૂતરા ઉપર પાછાં મૂકી, તે,જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો ચાલ્યો ગયો. [૧૭૦]

એ અરસામા શ્રમણભગવાન મહાવીર ફરતા ફરતા પાછા કંપિલપુર આવી પહોચ્યા. તેમને આવેલા જાણી કુંડકોલિક હર્ષ પામ્યો, અને બીજા સૌ સાથે ભગવાનને વંદન-નમસ્કાર કરવા ગયો. ભગવાને સૌને ધર્મકથા કહી :

"જગતમાં કેટલાય વાદીઓ વિમોક્ષના હેતુરૂપ સદ્-ધર્મને જાણતા નથી, તેઓ વિવિધ ભોગોમાં આસક્ત રહી, ગમે તેવી પ્રવૃત્તિઓ આચરતા હોય છે, અને વૈરબંધન ઊભું કર્યા કરતા હોય છે. તેઓને પોતાના ઓછા થતા જતા આયુષ્યની પણ પરવા હોતી નથી, મમતાના માર્યા ગમે તેવાં સાહસ આચરતા તે મંદબુદ્ધિ લોકો પોતે અજરામર હોય તેમ રાતદિવસ ભોગોની કામનાથી તપ્યા કરે છે. અને છતાં તેઓને પૂછો તો ઝટ મોક્ષમાર્ગ ઉપદેશવા મંડી જાય છે, અને 'અમારે મતે આત્મા નિષ્ક્રિય છે,' કે 'ક્રિયા જ ફલદાયક છે, જ્ઞાનની જરૂર નથી,' અથવા 'જ્ઞાન જ ઉપયોગી છે, ક્રિયાની કંઈ જરૂર નથી,' એવા વાદો કહ્યા કરે છે.[૧]

૧ સૂત્રકૃતાગ અંધ્ય૦ ૧૦,૧૬ ૮

"પરંતુ જગતનો સત્ય વિચાર કરનાર શ્રમણો અને બ્રાહ્મણો એમ જ કહે છે કે, દુઃખ પોતાનું જ કરેલું થાય છે, બીજાનું કરેલું નહીં. તેમ જ મોક્ષ પણ જ્ઞાન અને તે પ્રમાણેની ક્રિયાથી પ્રાપ્ત થાય છે.-

"પ્રજાને જે લોકો આવો હિતકર ઉપદેશ આપે છે, તેઓ જ આ જગતના ચક્ષુરૂપ નાયકો છે. તેમણે આ સંસારને પણ શાશ્વત કહ્યો છે. તેમાં રાક્ષસો, દેવો, ગાંધર્વોથી માંડી બધા જીવોને પોતપોતાનાં કર્મ અનુસાર સુખદુઃખ ભોગવતા જન્મમરણ પામ્યા કરવું પડે છે. તે ચક્રમાંથી મહાકષ્ટે છૂટી શકાય છે. વિષયો તથા કામભોગોમાં આસક્ત એવાં અજ્ઞાન પ્રાણીઓ તેમાં વારંવાર સપડાયા જ કરે છે.

"જેને તે ચક્રમાંથી છૂટવું હોય, તેણે જગતના જ્યોતિરૂપ તથા ધર્મનો સાક્ષાત્કાર કરી તેને પ્રગટ કરનારા મહાત્માઓની સમીપ હંમેશાં રહેવું. કારણ તેઓ જ પોતાની જાતને તેમ જ જગતને, જીવોની ગતિ-અગતિને, જન્મ-મરણને, શાશ્વત-અશાશ્વતને તથા મનુષ્યના પરજન્મને જાણે છે. કર્મ આત્મામાં કેવી રીતે દાખલ થાય છે, અને તેને કેવી રીતે રોકી શકાય છે, તે તેઓ જાણે છે. તથા કર્મના ફળને તેમ જ કર્મના નાશને પણ તેઓ જાણે છે. જગતનું અતીત, વર્તમાન અને અનાગત સ્વરૂપ યથાર્થ જાણતા હોઈ, તેઓ જ આ જગતના નેતા છે. તેમનો નેતા કોઈ નથી. બુદ્ધ થયેલા તે લોકો આ સંસારચક્રનો અંત લાવી શકે છે.

"તેઓ નાના કે મોટા બધા પ્રાણીને અને સર્વ જગતને પોતાના જેવું ગણે છે. તેઓ જાતે કોઈની હિંસા કરતા નથી કે બીજા પાસે કરાવતા નથી. સર્વ કાળ જિતેંદ્રિય અને મોક્ષમાર્ગમાં તત્પર રહી, તેઓ વીરપદ પામ્યા હોય છે. આ મહા ગહન સંસારમાં તેઓ જ માત્ર જાગતા હોય છે. તેમને શબ્દ-સ્પર્શ વગેરે વિષયોમાં આસક્તિ કે દ્વેષ હોતો નથી. તેમ જ જીવન-મરણની પણ કામના હોતી નથી. સંયમથી સુરક્ષિત એવા તે પુરુષો, પોતાની મેળે કે બીજા પાસેથી સત્ય જાણી, આ સંસારમાંથી મુક્ત થયા હોય છે. તેઓ જ ક્રિયાવાદનો ઉપદેશ આપવાને તેમ જ બીજાને સંસારસમુદ્રમાંથી બચાવવાને શક્તિમાન થાય છે, એમ હું કહું છું."[1]

ધર્મકથા પૂરી થયા બાદ, કુંડકોલિકને સંબોધીને તેમણે કહ્યું: "હે કુંડકોલિક! કાલે બપોરને સમયે અશોકવનિકામાં એક દેવે આવીને તને આમ આમ કહ્યું, અને તેં તેને આમ આમ જવાબ આપ્યો, એ વાત ખરી?"

કુંડકોલિકે કહ્યું, હા ભગવન્! ખરી છે!

પછી 'આર્યો' એમ કહીને શ્રમણનિર્ગ્રંથો તથા નિર્ગ્રંથીઓને સંબોધીને તેમણે કહ્યું: જ્યારે ઘરમાં રહેનારા આવા ગૃહસ્થો અર્થ, હેતુ, પ્રશ્નો, કારણ અને ખુલાસા વડે અન્ય સંપ્રદાયના માણસોને[2] નિરુત્તર કરી શકે છે, તો હે આર્યો! બાર અંગોવાળું ગણિપિટક[3] ભણનારા તમે શ્રમણનિર્ગ્રંથો

૧. સૂત્રકૃતાંગ અધ્ય૦ ૧૨, ૧૬ ૨૨ ૨. અન્યતીર્થિકોને.
૩. આચાર્યની પેટી: અર્થાત્ શાસ્ત્રસમૂહ.

અને નિર્ગ્રંથીઓ તો અન્યતીર્થિકોને અર્થ, હેતુ, પ્રશ્ન, કારણ અને ખુલાસા વડે જરૂર નિરુત્તર કરી શકો જ! [૧૭૪]

ભગવાનની આ વાત તે શ્રમણ નિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓએ વિનયથી સ્વીકારી [૧૭૫]

કુંડકોલિક ત્યાર બાદ ભગવાનને કેટલાક પ્રશ્નો પૂછીને તથા તેમના જવાબો બરાબર સમજીને પોતાને ઘેર ચાલ્યો ગયો. [૧૭૬]

ભગવાન મહાવીર પણ ત્યાંથી નીકળી બહારના પ્રદેશોમાં વિહરવા લાગ્યા [૧૭૭]

પોતે લીધેલાં શીલવ્રત અને ગુણવ્રત વગેરે પાળતાં પાળતાં કુંડકોલિક શ્રમણોપાસકના ૧૪ વર્ષો વીતી ગયાં પછી પંદરમા વર્ષના વચગાળામાં તે, કામદેવ શ્રમણોપાસકની પેઠે, પોતાના મોટા પુત્રને પોતાનો બધો કારભાર સોંપીને, તેની અનુમતિથી પૌષધશાળામાં રહ્યો, અને ભગવાને બતાવેલ ધર્મમાર્ગને અનુસરવા લાગ્યો. તેણે ત્યાં શ્રમણોપાસકની અગિયારે પ્રતિમાઓ એક પછી એક સારી રીતે પાર કરી. છેવટે મારણાંતિક સંલેખના સ્વીકારીને સમાધિપૂર્વક મરણ પામી, તે સૌધર્મકલ્પમાં અરુણધ્વજ વિમાનમાં દેવ થયો. ત્યાં ચાર પલ્યોપમ વર્ષનું આયુષ્ય પૂરું કરીને, મહાવિદેહવાસ પામી, તે સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે.

## ૭

# સદ્દાલપુત્ત

પોલાસપુરમાં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. ત્યાં સદ્દાલપુત્ત નામે આજીવિકોનો ઉપાસક[1] એક કુંભાર પોતાની અગ્નિમિત્રા ભાર્યા સાથે રહેતો હતો. આજીવિક સિદ્ધાન્ત બરાબર સાંભળીને, સમજીને, પૂછીને, તે બાબતમાં તેણે નિશ્ચય અને નિર્ણય કરી લીધો હતો.[2] તેને તે સિદ્ધાંતમાં હાડકાં અને મજ્જા વચ્ચે હોય છે તેવો પ્રેમાનુરાગ હતો.[3] તે એમ માનતો કે, આજીવિકનો સિદ્ધાન્ત એ જ પરમાર્થ છે, અને બીજા બધા અનર્થ છે. એ રીતે આજીવિક સિદ્ધાન્ત વડે પોતાના આત્માને કેળવતો તે ત્યાં રહેતો હતો. [૧૮૦-૧]

તેની પાસે એક કરોડ (પાલી) સોનુ નિધિ તરીકે સધરામાં, એક કરોડ વ્યાજે, અને એક કરોડ ઘરવાપરમા હતું. ઉપરાંત દશહજાર ગાયોનો એક વ્રજ હતો. [૧૮૨]

પોલાસપુર નગરની બહાર તેનાં પાંચસો હાટ[4] હતાં. તેમાં તેણે અનેક માણસોને પગાર, ખાવાનુ અને રોજી[5] આપીને રોકેલાં હતાં. તેઓ ત્યાં રોજ[6] અસંખ્ય નાના

---

૧ અર્થાત્ મખલિપુત્ત ગોશાલનો ગૃહસ્થઅનુયાયી જુઓ આ પુસ્તકને અંતે પરિશિષ્ટ.

૨ लद्ध -गृहीत -पुच्छिय -विनिश्चित -अभिगत ।

૩. अट्ठिमिंजपेमाणुरागरत्ते ।

૪. कुम्भकारापण ।    ૫ भृति-भक्त-वेतन ।    ૬. कल्लाकल्लिं ।

ઘડા (करक), ગાડવા (वारक), કડાયાં-ઍડાં (पिहड), કળશ, અલિંજર[1], ચંબુ (जंबूल) અને ઊંટ ઉપર પાણી લાવવાનાં મટકાં (उट्टिया) બનાવે છે, તથા બીજા અનેક પગારદાર પુરુષો તેમને રાજમાર્ગોમાં વેચે છે.[2] [૧૮૪]

એક વખત આજીવિકોપાસક સદ્દાલપુત્ત, અશોક-વનિકામાં જઈ, મંખલિપુત્ત ગોશાલ પાસેથી જાણેલા ધર્મ-માર્ગ અનુસાર સાધના કરતો હતો. તેવામાં ત્યાં તેની પાસે ઘૂઘરીઓવાળાં વસ્ત્ર પહેરેલો એક દેવ પ્રગટ થયો. તે આકાશમાં અધ્ધર રહીને કહેવા લાગ્યો: "હે દેવાનુપ્રિય! કાલે અહીં એક મહાબ્રાહ્મણ આવનાર છે. તે પરિપૂર્ણ રીતે પ્રગટેલાં[3] જ્ઞાનદર્શન ધારણ કરનાર છે, અતીત-વર્તમાન-ભવિષ્યના જાણકાર છે, અરિહંત-[4]જિન-[5]કેવલી-[6]સર્વજ્ઞ-સર્વદર્શી છે; ત્રૈલોક્યે ભાવપૂર્વક નિહાળેલા-માનેલા-પૂજેલા, છે; દેવ-મનુષ્ય-અસુર સહિત આખા લોકે અર્ચવા લાયક, વંદવા લાયક, સત્કારવા લાયક, સંમાનવા લાયક, તથા કલ્યાણ-મંગળ-દૈવત-ચૈત્યની જેમ ઉપાસવા લાયક છે; અને તથ્ય કર્મોથી યુક્ત છે. તો તું તેમનું વંદન-પૂજન કરજે, અને નિર્દોષનિર્જીવ એવાં ખાન-પાન-મેવો-મુખવાસ તથા

---

૧. માટીનું મોટું વાસણ. ૨. त्ति कप्पमाणा विहरन्ति ।

૩. આવરણ કરનાર કર્મોનો ક્ષય થવાથી બરાબર-પરિપૂર્ણ રીતે પ્રગટેલાં.

૪. રાગદ્વેષાદિ અરિ-શત્રુને હણનાર. અથવા (अर्ह्) પૂજાને યોગ્ય (अर्हत) ૫ રાગદ્વેષાદિને જીતનાર.

૬. આત્મા ઉપરથી કર્મનાં આવરણ દૂર થતાં પ્રગટ્યું સર્વ પદાર્થોના સર્વ ભાવો બતાવનારું કેવળજ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું છે તેવા.

સૂવાનું અને અઢીગવાનુ પાટિયુ, શય્યા તથા બિછાના દ્વારા તેમને નિમંત્રણ કરજે." આમ બે-ત્રણ વાર કહીને તે દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો. [૧૮૫-૭]

આજીવિકોપાસક સદ્દાલપુત્તને આ સાંભળીને એવો ખ્યાલ બંધાયો કે, જરૂર આવતી કાલે મારા ધર્માચાર્ય ધર્મોપદેશક મંખલિપુત્ત ગોશાલ જ આવવાના હશે. કારણ કે, તે જ મહાબ્રાહ્મણ, જિન, કેવલી, સર્વજ્ઞ વગેરે છે. તો જરૂર હુ તેમને વંદન-નમસ્કાર કરીશ, તથા ખાનપાન, વગેરેથી નિમંત્રણ આપીશ ! [૧૮૯]

બીજે દિવસે સૂર્યોદય થતાં જ શ્રમણભગવાન મહાવીર ત્યાં સહસ્રામ્ર ઉદ્યાનમાં આવીને ઊતર્યા. પોલાસપુરના લોકો તેમનુ ધર્મપ્રવચન સાંભળવા ગયા. [૧૮૯]

સદ્દાલપુત્ર પણ તેમના આવ્યાની વાત જાણી, નાહીધોઈ, શુદ્ધ વસ્ત્રો અને યોગ્ય અલંકારો પહેરી, મનુષ્યસંઘ સાથે તેમનાં દર્શને ગયો. [૧૯૦]

ભગવાને તે સૌને ધર્મકથા કહી :—

"મનુષ્યજન્મરૂપી આ અવસર અનુપમ છે. મનુષ્યજન્મથી ચ્યુત થનારને પછી સમ્યગ્ જ્ઞાન થવું દુર્લભ છે, તેમ જ ધર્મનું રહસ્ય પામી શકે તેવી ચિત્તવૃત્તિ પણ દુર્લભ છે. બીજા કેટલાક વાદીઓ ભલે માનતા હોય કે, દેવ લોકો (જ) મોક્ષ પામી શકે છે, પરંતુ લોકોત્તર જૈન સિદ્ધાંતનો તો નિર્ણય છે કે, આ મનુષ્યલોકમાં જ આપણે ધર્મની આરાધના કરીને કાં તો કૃતકૃત્ય થઈ શકીએ છીએ, અથવા ઉત્તમ ગતિને પામી શકીએ છીએ. માટે મનુષ્યદેહ

હોય, તે પ્રજ્ઞાવાન તથાગતને હવે બીજા જન્મની વાત કેવી ?"[1] [૧૯૧]

ધર્મકથા પૂરી થયા બાદ ભગવાને સદ્દાલપુત્તને સંબોધીને કહ્યુ, "હે સદ્દાલપુત્ત ! કાલે તું અશોકવનિકામાં બપોરે બેઠો હતો, ત્યારે તારી આગળ એક દેવ પ્રગટ થયો હતો, અને તેણે તને એક મહામાહણ, જિન, કેવલી આવવાના છે એવી વાત કહી હતી, એ સાચું છે ?"

"હા, સાચું છે !"

"હે સદ્દાલપુત્ત, તે દેવે મંખલિપુત્ત ગોશાલકને ખ્યાલમાં રાખીને એ કહ્યુ નહોતું !" [૧૯૨]

શ્રમણભગવાન મહાવીરનુ આ કહેલું સાંભળી સદ્દાલપુત્તને વિચાર આવ્યો કે, "આ શ્રમણભગવાન મહાવીર મહા-બ્રાહ્મણ, જિન, કેવલી, તથા તથ્ય કર્મોથી યુક્ત છે. માટે આમને વંદન અને નિમંત્રણ કરવામાં મારુ ભલુ રહેલુ છે.

આમ વિચારી તેણે ભગવાનને વંદન કરીને કહ્યુ : "હે ભગવન્ ! પોલાસપુરની બહાર મારુ હાટ છે. આપને જો કાંઈ સૂવાનુ-અઠીંગવાનુ પાટિયુ વગેરે જોઈએ, તો તે ત્યાં સુખે મેળવી શકો છો !" [૧૯૩]

ભગવાન મહાવીર તેની વાત સ્વીકારીને પોતાને જોઈતાં પાટિયાં વગેરે મેળવી, ત્યાં સુખે રહેવા લાગ્યા. [૧૯૪]

એક વાર આજીવિકોપાસક સદ્દાલપુત્ત પવનથી સુકાયેલાં કાચાં વાસણોને મકાનમાંથી બહાર કાઢીને તડકામાં સૂકવતો હતો. [૧૯૫]

---

૧ સૂત્રકૃતાંગ અ૰ ૧૫

તે વખતે શ્રમણભગવાન મહાવીરે આજીવિકોપાસક સદ્દાલપુત્તને કહ્યું :—

"હે સદ્દાલપુત્ત ! આ માટીનું વાસણ કેવી રીતે બન્યું છે ?" [૧૯૬]

સદ્દાલપુત્તે જવાબ આપ્યો :—"હે ભગવાન ! પહેલાં એ માટીરૂપે હતું. તે માટીને પાણીથી પલાળવામાં આવી, તથા તેમાં રાખ અને લાદ[૧] મેળવવામા આવ્યાં. પછી તેને ચાક ઉપર ચડાવવામાં આવી, ત્યારે આ વાસણ બન્યું છે."

તે સાંભળીને ભગવાન મહાવીરે કહ્યું : હે સદ્દાલપુત્ત ! આ વાસણો બને છે, તે ઉદ્યમ, બળ, વગેરેથી બને છે કે એ વિના જ બને છે ? [૧૯૮]

સદ્દાલપુત્ત જવાબ આપ્યો : ભગવન્ ! ઉદ્યમ, બળ, વગેરે વિના બને છે. કારણ કે બધા ભાવો પહેલેથી હંમેશને માટે નિયત થયેલા છે. (નવો ફેરફાર કશાથી થઈ શકતો નથી.) [૧૯૯]

ભગવાને ફરી સદ્દાલપુત્તને પૂછ્યું : કોઈ માણસ તારાં આ કાચાં કે પાકાં વાસણો ઉપાડી જાય, ફેંકી દે, કે ફોડી નાખે, અથવા તારી આ અગ્નિમાત્રા ભાર્યા સાથે ભોગો ભોગવે, તો તું તેને શિક્ષા કરે કે નહીં ?

સદ્દાલપુત્ત બોલ્યો : ભગવન ! જરૂર હું તે પુરુષને ધમકાવું, મારું, બાંધું, રગદોળું, તરછોડું, તાડું, દંડું, નિર્ભર્ત્સના કરું, તેમ જ અકાળે જીવિતરહિત કરું. [૨૦૦]

---

૧ छारेण य करिसेण ।

ભગવાન બોલ્યા : હે સદ્દાલપુત્ત ! જો ઉદ્યમ, બળ, વીર્ય, પરાક્રમ જેવી વસ્તુ જ ન હોય, અને બધા ભાવો હંમેશને માટે નિયત થયેલા જ હોય, તો પછી કોઈએ ચોર્યું, ફોડ્યું, કે તારી સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો એમ કહી શકાય નહીં; (કારણ કે, ઉદ્યમ વગેરેથી નવું કશું કોઈ વડે કરી શકાતું નથી, અને બધા ભાવો જેમ બનવાના હોય છે તેમ બન્યા કરે છે.) એટલે પછી તું શા માટે તે માણસને મારે કે બાંધે ? તે માણસે કંઈ નવું કર્યું જ નથી; બધું પહેલેથી નક્કી હતું તેમ જ થયું છે. છતાં જો તું કોઈ માણસને ચોરવા–ફોડવા બદલ કે તારી સ્ત્રી સાથે વ્યભિચાર કરવા બદલ મારે કે હણે, તો પછી 'ઉદ્યમ, બળ વગેરે વસ્તુઓ નથી, અને બધા ભાવો નિયત જ છે,' એમ તારું કહેવું ખોટું છે ! [૨૦૦]

ભગવાને કહેલી આ દલીલ સાંભળીને સદ્દાલપુત્તને સમજણ આવી. [૨૦૧]

તેણે ભગવાનને વંદન-નમસ્કાર કરીને કહ્યું: "હે ભગવન્ ! હું આપની પાસેથી ધર્મ સાંભળવા ઇચ્છું છું." [૨૦૨]

પછી ભગવાને તે આજીવિકોપાસકને પોતાનો સિદ્ધાંત સમજાવ્યો. [૨૦૩]

શ્રમણભગવાન મહાવીર પાસેથી ધર્મ સાંભળીને સદ્દાલપુત્ત શ્રમણોપાસકે હૃષ્ટ, તુષ્ટ, અને પ્રસન્ન થઈ, આનંદની પેઠે ભગવાન પાસેથી બાર પ્રકારનો ગૃહસ્થધર્મ સ્વીકાર્યો, તથા પોતાની પાસે હતી તેટલી ધનસંપત્તિની

અને ભોગતૃષ્ણા વગેરેની મર્યાદા બાંધી લીધી. પછી ભગવાનને વંદન-નમસ્કાર કરીને તે પોલાસપુર નગરમાં પાછો ફર્યો, અને પોતાને ઘેર આવી પોતાની સ્ત્રીને કહ્યુ: "હે દેવાનુપ્રિયા ! તું અહીં આવેલા ભગવાન મહાવીર પાસે જા, અને તેમને વંદન-નમસ્કાર કરી, તેમની પાસેથી ધર્મ સાંભળીને પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રતવાળો ગૃહસ્થધર્મ સ્વીકારી આવ" [૨૦૪]

અગ્નિમિત્રાએ શ્રમણોપાસક બનેલા સદ્દાલપુત્તની એ વાત વિનયપૂર્વક સ્વીકારી. એટલે સદ્દાલપુત્તે પોતાના કૌટુંબિક નોકરોને બોલાવીને હુકમ આપ્યો કે, "હે દેવાનુપ્રિયો ! જાઓ અને જલદીથી કુશળ હાંકનારાઓએ[1] જોડેલો રથ[2] જોડાવી લાવો. તે રથને ઉત્તમ, જુવાન, શણગારેલા બળદ જોતરજો, તથા સારી રીતે શણગારજો, અને તૈયાર થાય એટલે મને ખબર આપજો !"[3] [૨૦૬]

---

૧ लहुकरण-जुवत्त-योजितम्। 'શીઘ્ર છે વેગ જેહનો, એહનો રથ તુમે જોતરો'-એવો અર્થ પણ ટબો કરે છે

૨ धार्मिक यानप्रवर। ધાર્મિક-શુભ-સારા પ્રસંગોએ વાપરવાનું શ્રેષ્ઠ વાહન. મોજશોખ માટે ગમે તે વાહન વાપરે, અમુક વિશિષ્ટ પ્રસંગોએ તો ગંભીર પ્રકારનું-જૂનું ચાલતું આવેલું-વાહન હોય

૩ मम एवमाणत्तियं पच्चप्पिणह —'મારી એ આજ્ઞા મને પાછી આપજો.' એ રથ તથા બળદના મૂળમાં નીચેના વિશેષણો વધુ છે તે બળદો—કે જેમની ખરીઓ તથા પૂંછડું સમાન-સરખા-મળતા આવતા હોય; જેમના શીંગડાં અણીદાર તથા ગાંઠા રહિત બરાબર સમાન (समलिखित) હોય, સોનાના તારવાળા ફૂમતાવાળા જોતરાથી શોભતા, રૂપેરી ઘંટડીઓ (ગળે બાંધેલા સુતરાઉ દોરા તથા સોનાના તારવાળી નાથથી કબજે રખાતા;

કૌટુંબિક પુરુષોએ રથ તૈયાર કરીને ખબર આપી. [૨૦૭]

એટલે અગ્નિમિત્રા નાહી-ધોઈ, શુદ્ધ થઈ, શુદ્ધ તથા સમારંભને યોગ્ય વસ્ત્રો પહેરી, થોડી સંખ્યાનાં પણ મોટી કિંમતનાં આભરણોથી વિભૂષિત થઈ, દાસીઓથી વીંટળાઈને તે રથમાં બેઠી, અને સહસ્રામ્રવણ ઉદ્યાનમાં ગઈ. પછી રથમાંથી ઊતરી, દાસીઓ સાથે જ્યાં ભગવાન હતા ત્યાં ગઈ, અને ત્રણવાર તેમની પ્રદક્ષિણા તથા વંદન-નમસ્કાર કરી, બહુ દૂર નહીં તેમ બહુ પાસે નહીં એવી રીતે હાથ જોડી ઊભી રહી અને તેમની ઉપાસના કરવા લાગી. [૨૦૮]

શ્રમણભગવાન મહાવીરે તેને તથા ત્યાં આવેલાં સૌને ધર્મકથા કહી:—

"જગતના લોકોની કામનાઓને પાર નથી. તેઓ ચાળણીમાં પાણી ભરવાનો પ્રયત્ન કરે છે. તે કામનાઓ પૂરી કરવા જતાં બીજાં પ્રાણીઓનો વધ કરવો પડે, તેમને પરિતાપ આપવો પડે, તેમને તાબે કરવાં પડે, કે આખાં જનપદોને તેમ કરવું પડે, તોપણ તેઓ પાછું જોતા નથી. કામમૂઢ અને રાગદ્વેષમાં ફસેલાં તે મનુષ્યો આ જીવનનાં માન-સત્કાર-પૂજનમાં આસક્ત રહે છે, અને વાસના ભેગી કરે છે. વાસનાઓ વડે સિંચાયેલાં તે મનુષ્યો ફરી ફરી ગર્ભમાં આવે છે. વિષયોમાં મૂઢ બનેલાં તે માણસો ધર્મને જાણી શકતાં ન હોવાથી જરા-મૃત્યુને વશ રહે છે.

નીલકમળની માળાઓ (मल्लका)વાળા શ્રેષ્ઠ જુવાન બળદો, તે રથ વિવિધ મણિ તથા સોનાની ઘંટડીઓની જાળ ચારે બાજુ ભરવેલો, સારા લાકડાનું બનાવેલું સીધું, ઉત્તમ, અને સારી રીતે ઘડેલું એવું ધોસરું બરાબર બેસારેલો.

"એટલે પરાક્રમી વીર મનુષ્યે વિષયસંગથી પ્રાપ્ત થતા અધનના સ્વરૂપને અને પરિણામે પ્રાપ્ત થતા જન્મ-મરણરૂપી શોકને જાણીને સંયમી થવું; તથા મોટાં અને નાનાં–બધી જાતનાં રૂપોમાં વૈરાગ્ય ધારણ કરવો. જન્મ અને મરણમાં રહેલાં દુઃખને તથા તેમના હેતુરૂપ સકામ પ્રવૃત્તિ અને હિંસાને સમજીને, સંયમ સિવાય બીજી તરફ ન જાઓ! હિંસા ન કરો કે ન કરાવો! તૃષ્ણામાં નિર્વેદ પામો! કામભોગોમાં વિરક્ત થઈ ઉચ્ચદર્શી થાઓ! સંસારના આંટાફેરા સમજીને રાગ અને દ્વેષથી અસ્પૃષ્ટ રહેતો માણસ આ સંસારમાં કશાથી છેદાતો નથી, ભેદાતો નથી, બળાતો નથી કે હણાતો નથી.

"માયા વગેરે કષાયોવાળા તથા વિષયાસક્તિરૂપી પ્રમાદથી યુક્ત મનુષ્ય ફરી ફરીને ગર્ભમાં આવે છે. પરંતુ શબ્દ અને રૂપમાં તટસ્થ રહેતો, સમજદાર, અને મૃત્યુથી ડરતો મનુષ્ય જન્મમરણમાંથી મુક્ત થઈ શકે છે.

"જગતનાં કિંકર્તવ્યમૂઢ, અને દુઃખસાગરમાં ડૂબેલાં પ્રાણીઓને જોઈને અપ્રમત્ત મનુષ્યે સર્વ તજી, સંયમધર્મ સ્વીકારવો અને તેના પાલનમાં પ્રયત્નશીલ થવું. જેમને સંસારના સર્વ પદાર્થો પ્રાપ્ત હતા તેવાઓએ પણ તેમનો ત્યાગ કરી, સંયમધર્મ સ્વીકાર્યો છે. માટે જ્ઞાની પુરુષે એ બધું નિઃસાર સમજી, સંયમ સિવાય બીજાનું સેવન ન કરવું

"હે મનુષ્ય! તું જ તારો મિત્ર છે. બહારના મિત્રની શોધ છોડી, તું તારા જ આત્માને નિગ્રહમાં રાખ. તે રીતે તું દુઃખમાંથી મુક્ત થઈ શકીશ.

"પ્રમાદી મનુષ્યને જ બધે પ્રકારે ભય હોય છે, અપ્રમાદીને કોઈ રીતે ભય હોતો નથી લોકનું દુ:ખ સમજીને અને લોકના સંયોગોને છોડીને, વીર પુરુષો મહામાર્ગે વળે છે ઉત્તરોત્તર ઊંચે ને ઊંચે ચડતા તેઓ અસંયમી જીવન ઇચ્છતા જ નથી.

"પોતાનું શ્રેય સાધવામાં પ્રયત્નશીલ થયેલો સંયમી દુ:ખોથી ઘેરાવા છતાં ગભરાય નહીં, અને વિચારે કે આ જગતમાં સંયમી પુરુષો જ લોકાલોકના પ્રપંચમાંથી મુક્ત થઈ શકે છે

"સત્યમાં ધૃતિ કરો!"[૧]

ભગવાન મહાવીર પાસેથી ધર્મ સાંભળીને હૃષ્ટ, તુષ્ટ અને પ્રસન્ન થઈ અગ્નિમિત્રાએ મહાવીર ભગવાનને વંદન-નમસ્કાર કર્યો અને કહ્યું "હે ભગવન્! આપના જૈન સિદ્ધાંતમાં મને શ્રદ્ધા થાય છે, તમે કહો છો તે ખરું છે. પરંતુ તમારી પાસે જેમ બીજા લોકો ગૃહત્યાગ કરી, મુંડ થઈ, પ્રવ્રજ્યા લઈને રહે છે, તેમ હું કરી શકું તેમ નથી પરંતુ તમારા કહેલા પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત વાળા ગૃહસ્થધર્મને હું સ્વીકારવા ઇચ્છું છું" [૨૧૦]

ભગવાને તેને કહ્યું કશા પ્રતિબંધ વિના તને જેમ ફાવે તેમ કર!

એટલે અગ્નિમિત્રાએ શ્રમણભગવાન મહાવીર પાસે બાર પ્રકારનો શ્રાવકધર્મ સ્વીકાર્યો. ત્યાર પછી ભગવાનને

---

૧ આચારાંગ૦ અધ્ય૦ ૩

વંદન–નમસ્કાર કરી, તે પોતાના રથમાં બેસીને ઘેર પાછી ફરી. [૨૧૧]

મહાવીર પણ ત્યાર બાદ ત્યાંથી નીકળી બહારના પ્રદેશોમાં વિહરવા લાગ્યા. [૨૧૨]

શ્રમણોપાસક બનેલો સદ્દાલપુત્ત જીવાજીવનું[1] જ્ઞાન પ્રાપ્ત કરી, ગૃહસ્થધર્મને પાળતો સુખે રહેવા લાગ્યો. [૨૧૩]

હવે, મંખલિપુત્ત ગોશાલને ખબર પડી કે, સદ્દાલપુત્તે આજીવિક સિદ્ધાંતનુ[2] વમન કરી, નિર્ગ્રંથોની દૃષ્ટિ[2] સ્વીકારી છે. તેથી તેણે વિચાર કર્યો કે, 'હું ત્યાં જઈ, તેણે સ્વીકારેલી નિર્ગ્રંથશ્રમણોની દૃષ્ટિ છોડાવીને ફરી આજીવિકની દૃષ્ટિ તેની પાસે ગ્રહણ કરાવું.' એવો વિચાર કરી, તે પોતાના આજીવિક સંઘ સાથે પોલાસપુર નગરમાં આવ્યો, અને ત્યાંના આજીવિકોના મઠમાં[3] ઊતર્યો ત્યાં પોતાનો વસ્ત્ર–પાત્ર વગેરે સરંજામ મૂકીને, કેટલાક આજીવિકો સાથે તે સદ્દાલપુત્ત શ્રમણોપાસકને ત્યાં ગયો. [૨૧૪]

સદ્દાલપુત્ત શ્રમણોપાસકે મંખલિપુત્ત ગોશાલને આવતો જોયો, પણ તેણે તેનો આદર ન કર્યો,[4] તથા પોતે ઓળખતો ન હોય એમ ચૂપ રહ્યો. [૨૧૫]

આ પ્રમાણે પોતાનો સત્કાર ન થયો, ત્યારે મંખલિપુત્ત ગોશાલ સૂવા-અડીંગવાનાં પાટિયાં તથા પથારી બિછાનાં

---

૧ અર્થાત્ જીવ, અજીવ, બંધ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા અને મોક્ષરૂપી જૈન સિદ્ધાંતના નવ તત્ત્વો એ૦ કે તત્ત્વો જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર, કે 'તત્ત્વાર્થ સૂત્ર'માં તે બધાની વ્યાખ્યા

૨ મૂળ સમય અને દૃષ્ટિ ૩. મૂળ૦ 'સભા'.

૪ નો આઢાઈ।

મેળવવા માટે શ્રમણભગવાનનાં ગુણકીર્તન કરતો સદ્દાલપુત્ત પ્રત્યે બોલ્યો :—

"હે દેવાનુપ્રિય! અહીં મહાબ્રાહ્મણ પધાર્યા છે."

સદ્દાલપુત્ત ગોશાલને પૂછ્યું : મહાબ્રાહ્મણ કોણ છે? [૨૧૭]

ગોશાલકે કહ્યું :— શ્રમણભગવાન મહાવીર મહા-બ્રાહ્મણ છે.

સદ્દાલપુત્તે પૂછ્યું : શાથી તે મહાબ્રાહ્મણ છે?

ગોશાલકે કહ્યું :—હે સદ્દાલપુત્ત! શ્રમણભગવાન મહા-વીર પરિપૂર્ણ રીતે પ્રગટેલાં જ્ઞાન અને દર્શન ધારણ કરનાર છે, ત્રૈલોક્યે ભાવપૂર્વક નિહાળેલા-માનેલા-પૂજેલા છે[1], તથા તથ્ય કર્મોથી યુક્ત છે, તેથી તે મહાબ્રાહ્મણ છે.

ત્યાર બાદ ગોશાલે ફરીથી કહ્યું : હે દેવાનુપ્રિય! અહીં મહાગોપ પધાર્યા છે.

સદ્દાલપુત્તે પૂછ્યું : મહાગોપ કોણ છે?

ગોશાલકે કહ્યુ : શ્રમણભગવાન મહાવીર મહાગોપ છે.

સદ્દાલપુત્તે પૂછ્યું : શાથી તે મહાગોપ છે?

ગોશાલકે કહ્યું : હે દેવાનુપ્રિય! આ સંસારરૂપી અટવીમાં નાશ પામતા, વિનાશ પામતા, ખવાઈ જતા, છેદાઈ જતા, ભેદાઈ જતા, લોપાઈ જતા તથા વિલોપાઈ-જતા જીવોનું ધર્મરૂપી દંડથી સંરક્ષણ તેમજ સંગોપન કરી, તેમને નિર્વાણરૂપી મોટા વાડામાં સ્વહસ્તે પહોંચાડે છે, માટે તે મહાગોપ છે.

---

૧. વગેરે બધું આગળ પા ૮૯ મુજબ

ત્યાર બાદ ગોશાલે ફરી કહ્યું : હે દેવાનુપ્રિય ! અહીં મહાસાર્થવાહ પધાર્યા છે.

સદ્દાલપુત્તે પૂછ્યું : મહાસાર્થવાહ કોણ છે?

ગોશાલકે કહ્યુ : શ્રમણભગવાન મહાવીર મહાસાર્થવાહ છે.

સદ્દાલપુત્તે પૂછ્યુ : શાથી તે મહાસાર્થવાહ છે?

ગોશાલકે કહ્યુ : આ સંસારરૂપી અટવીમાં નાશ પામતા જીવોને ધર્મરૂપી પથ વડે નિર્વાણરૂપી મોટા નગરમાં સ્વહસ્તે પહોચાડે છે, માટે તે મહાસાર્થવાહ છે.

ત્યાર બાદ ગોશાલે ફરીથી કહ્યુ : હે દેવાનુપ્રિય! અહી મહાધર્મકથી પધાર્યા છે.

સદ્દાલપુત્તે પૂછ્યું : મહાધર્મકથી કોણ છે?

ગોશાલકે કહ્યુ શ્રમણભગવાન મહાવીર મહાધર્મકથી છે.

સદ્દાલપુત્તે પૂછ્યું : શાથી તે મહાધર્મકથી છે?

ગોશાલકે કહ્યુ . આ અગાધ સસારમાં નાશ પામતા, ઉન્માર્ગે ચડેલા, સન્માર્ગથી ભ્રષ્ટ થયેલા, [1]મિથ્યાત્વના બળથી પરાજિત થયેલા, અને આઠ પ્રકારનાં [2]કર્મોરૂપી અંધારાના પડળથી આવૃત્ત એવા જીવોને સમજૂતી અને

બોધ આપીને સંસાર-કાંતારમાંથી પાર ઉતારનાર છે, માટે તે મહાધર્મકથી છે.

ત્યાર બાદ ગોશાલકે ફરીથી કહ્યું : હે દેવાનુપ્રિય! અહીં મહાનિર્યામક પધાર્યા છે.

સદ્દાલપુત્તે પૂછ્યું : મહાનિર્યામક કોણ છે?

ગોશાલકે કહ્યું શ્રમણભગવાન મહાવીર મહાનિર્યામક છે.

સદ્દાલપુત્તે પૂછ્યું : શાથી તે મહાનિર્યામક છે?

ગોશાલકે કહ્યું : હે દેવાનુપ્રિય! આ સંસારરૂપી મહાસમુદ્રમાં નાશ પામતા, ડૂબતા અને ગળકા ખાતા જીવોને ધર્મરૂપી નાવ વડે પાર ઉતારીને નિર્વાણને કાંઠે પહોંચાડનારા છે, તેથી તે મહાનિર્યામક છે. [૨૧૮]

ગોશાલ પાસે આ વાત સાંભળીને સદ્દાલપુત્તે કહ્યું કે, હે દેવાનુપ્રિય! તમે આ પ્રકારના ચતુર છો, દક્ષ છો, વક્તા છો, શિક્ષણ પામેલા છો, તાર્કિક છો, વિજ્ઞાની છો; તો તમે મારા ધર્મોપદેશક ધર્માચાર્ય મહાવીર સાથે વિવાદ કરી શકશો?

ગોશાલે કહ્યું : ના!

સદ્દાલપુત્તે પૂછ્યું : શાથી?

ગોશાલકે કહ્યું : હે સદ્દાલપુત્ત! જેમ કોઈ એક તરુણ, પૂરા કદનો[1], કુશળ અને ચતુર પુરુષ જ્યારે એક મોટા બકરાને, ઘેટાને, કૂકડાને, તેતરને, બટેરાને, લાવરીને, કબૂતરને, કપિંજલને, કાગડાને કે બાજને હાથ, પગ, ખરી, પૂછડી, પીછાં, શીંગડાં કે રુવાડાંમાંથી ગમે તે અંગમાંથી

---

૧. जुगव।

પકડે, ત્યારે તે જરાપણ હાલીચાલી શકતું નથી, તે જ પ્રમાણે શ્રમણભગવાન મહાવીર મને અર્થો, હેતુઓ, અને વ્યાકરણો દ્વારા જ્યાં જ્યાં પકડે ત્યા ત્યાં હુ નિરુત્તર થઈ જાઉં; તેથી હું તારા ધર્માચાર્ય સાથે વિવાદ કરી શકું તેમ નથી. [૨૧૯]

પછી સદ્દાલપુત્તે કહ્યુ · હે દેવાનુપ્રિય! તમે મારા ધર્માચાર્ય મહાવીરનુ સાચા તથ્યભાવથી ગુણકીર્તન કરો છો, માટે હુ તમને પાટિયા, મથારો, શય્યા વગેરે માટે નિમત્રણ આપુ છુ જોકે, તેમા હુ ધર્મ કે તપ સમજતો નથી માટે તમે જાઓ અને મારી દુકાનોમાથી જે કાંઈ જોઈએ તે લઈને સુખે સુખે રહો. [૨૨૦]

ગોશાલક તેની દુકાનમાથી જોઈતી વસ્તુઓ લઈને રહેવા લાગ્યો. પરતુ જ્યારે તે વિવિધ કથનો, પ્રતિપાદનો, વિજ્ઞાપનો, કે નિવેદનોથી પણ સદ્દાલપુત્તને જૈન સિદ્ધાંતમાંથી ચલિત ન કરી શકયો, ત્યારે તે થાકીને પોલાસપુરમાંથી નીકળી, બહારના પ્રદેશમા ચાલ્યો ગયો [૨૨૧]

હવે શ્રમણોપાસક સદ્દાલપુત્તને પોતે સ્વીકારેલાં શીલવ્રત અને ગુણવ્રતને પાળતાં ૧૪ વર્ષ વીતી ગયાં. પંદરમા વર્ષની અધવચ, તે શ્રમણભગવાન મહાવીર પાસેથી જાણેલા ધર્મમાર્ગ અનુસાર પૌષધશાળામા રહેતો હતો, તેવામા એક દેવ મધ્યરાત્રીએ ઉઘાડી તલવાર સાથે આવીને તેને કહેવા લાગ્યો · "જો તું આ શીલવ્રત અને ગુણવ્રતને નહીં છોડે, તો હું તારા ત્રણ પુત્રોને વારાફરતી તારી સામે કાપીને કકડા કરી, કઢાઈમાં તળીશ, અને તેમનુ લોહી તારા શરીર ઉપર છાંટીશ." [૨૨૩-૫]

તે દેવે તેમ કર્યા છતા જ્યારે સદ્દાલપુત્ત પોતાના વ્રતમા નિશ્ચળ રહ્યા, ત્યારે તે દેવે ધમકી આપી કે, હજુ જો તુ નહીં માને, તો હુ તારા ધર્મની સહાયક, ધર્મની જાણકાર, ધર્મમા પ્રીતિ રાખનારી, અને તારા સુખદુ ખમા સમભાગી એવી તારી આ અગ્નિમિત્રા ભાર્યાને ઘરમાથી તારી સામે લાવી, કાપીને નવ કકડા કરીશ, પછી તેલની કઢાઈમા તેને તળીશ, અને તેના લોહીમાસ તારા શરીર ઉપર ખરડીશ, જેથી તુ દુ ખી થઈને અકાળે મરી જઈશ [૨૨૭]

તે દેવે આમ બે ત્રણ વાર કહ્યુ, એટલે સદ્દાલપુત્તને વિચાર આવ્યો કે, આ અનાર્ય કર્મ કરનારા માણસે મારા પુત્રોને તો મારી નાખ્યા, હવે તે મારી પત્નીને પણ તેમ જ મારી નાખવા ઇચ્છે છે, તો મારે જરૂર તેને પકડવો–રોકવો જોઈએ આમ વિચારી જેવો તે ઊઠયો કે તરત પેલો દેવ આકાશમા ચાલ્યો ગયો અને તેના હાથમા થાંભલો આવ્યુ એટલે સદ્દાલપુત્તે મોટો કોલાહલ કરી મૂક્યો તે કોલાહલ સાભળી અગ્નિમિત્રા ત્યા આવી અને તેની પાસેથી બધી વાત સાભળીને કહેવા લાગી કે, આપણા બધા પુત્ર તેમ જ હુ સહીસલામત છીએ તમને કોઈ ભ્રમ થયો લાગે છે માટે તમે પ્રાયશ્ચિત્ત કરીને ફરી વાર વ્રતમા સ્થિર થાઓ

## ૮

## મહાશતક

રાજગૃહમાં મહાશતક નામે ગૃહપતિ રેવતી વગેરે ૧૩ સ્ત્રીઓ સાથે રહેતો હતો. તેની પાસે આઠ કરોડ પાલી સોનું[1] નિધિ તરીકે સંઘરામાં, આઠ વ્યાજે અને આઠ ઘરવાપરમાં હતી. ઉપરાંત દસહજાર ગાયોનો એક એવા આઠ વ્રજો હતા. [૨૩૧-૩]

મહાશતકની સ્ત્રી રેવતીને તેના પિયેરથી[2] આઠ કરોડ (પાલી) સોનું અને આઠ વ્રજ મળ્યાં હતાં. બાકીની બાર સ્ત્રીઓને એક એક કરોડ (પાલી) સોનું અને એક એક વ્રજ કન્યાદાનમાં મળ્યાં હતાં. [૨૩૪]

એક વાર ફરતા ફરતા શ્રમણભગવાન મહાવીર ત્યાંના ગુણશિલ ચૈત્યમાં આવીને ઊતર્યા. મહાશતકે તેમનું પ્રવચન સાંભળીને આનંદની પેઠે તેમની પાસે શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો તથા ભોગતૃષ્ણાની મર્યાદા માટે આઠ કરોડ (પાલી) સોનું વગેરે અને ૧૩ સ્ત્રીઓથી વધારેનો સ્વીકાર ન કરવાનું વ્રત લીધું. ઉપરાંત તેણે એવો નિયમ કર્યો કે

---

૧. આ અધ્યયનમાં જ પહેલી વાર કરોડ વગેરે સંખ્યા સિક્કાને કોઈ માપને લાગુ પડે છે એનો ઉલ્લેખ આવે છે. આ ઉલ્લેખ પરથી જણાય છે કે, પાલી ભરીને સોનું માપીએ તો તેવી આઠ કરોડ પાલીઓ ભરીને સોનું — એવો અર્થ થાય.

૨ कोलघरिया ।

હવેથી મારે એ દ્રોણુ માપની હિરણ્ય ભરેલી એક પાલી (કાસ્યપાત્રી)થી જ વ્યવહાર કરવો ખપે [૨૩૫]

એ રીતે વ્યવહાર કરતો, અને જીવાજીવનુ સ્વરૂપ જાણતો તે મહાશતક શ્રમણોપાસક સુખે સુખે રહેવા લાગ્યો શ્રમણભગવાન પણ ત્યાથી નીકળી બહારના પ્રદેશમા વિહરવા લાગ્યા [૨૩૬ ૭]

મહાશતકની ભાર્યા રેવતીને કૌટુબિક ચિ તામા જાગતા જાગતા એક વાર મધ્યરાત્રીએ એવો વિચાર આવ્યો કે મારે બારબાર શોકયની આડ હોવાથી હુ સારી રીતે મહાશતક સાથે ઉત્તમ એવા માનુષી કામભોગોને ભોગવી શકતી નથી માટે ઠીક તો એ છે કે એ બારે શોકયોને અગ્નિ, શસ્ત્ર કે વિષપ્રયોગથી હુ મારી નાખુ અને તેમનું એકએક કરોડ (પાલી) સોનુ તથા ગાયોના વ્રજ મેળવીને મહાશતક સાથે સુખે સુખે રહુ [૨૩૮]

આ વિચારથી તે તેમ કરવાનો લાગ[1] શોધવા લાગી, અને લાગ મળતા જ તેણે છને શસ્ત્રથી અને છને વિષથી મારી નાખી ત્યારબાદ તેમના ધન તથા વ્રજ લઈને મહાશતક સાથે તે સુખે સુખે રહેવા લાગી [૨૩૮ ૯]

તે રેવતી માસલોલુપ હતી અને અનેક પ્રકારના સોળા તથા તળેલા અને ભૂજેલા માસો, તેમ જ સુરા, મધુ, મેરય, મદ્ય, સીધુ અને પ્રસન્ના જેવા દારૂઓનો આસ્વાદ કરતી રહેતી હતી [૨૪૦]

---

૧ મૂળ આતરો છિદ્ર અને વિરહ (એકલાપણુ)

એક વાર રાજગૃહમાં કોઈ પ્રાણીનો વધ ન કરવાના અમાઘાતનો[1] ઘોષ થયો. તે વખતે પણ માંસલોલુપ રેવતીએ પોતાનાં પિયેરનાં માણસોને બોલાવીને કહ્યું કે:—"તમારે હવેથી મારે માટે પિયેરના વ્રજોમાંથી બે બે ગાયના વાછરડા મારીને રોજ લાવવા." તે પુરુષો તેના કહ્યા પ્રમાણે મારેલા બે વાછરડા રોજ લાવતા અને રેવતી તે માંસ ખાતી તથા યથેષ્ટ દારૂ પીતી. [૨૪૧-૪]

લીધેલાં શિક્ષાવ્રતો અને ગુણવ્રતોને પાળતા મહાશતક શ્રમણોપાસકનાં ૧૪ વર્ષો ચાલ્યાં ગયાં. પછી પોતાના મોટા પુત્રને કારભાર સોંપી, મહાવીર ભગવાને બતાવેલા ધર્મ-માર્ગને અનુસરતો તે બ્રહ્મચર્ય સાથે પૌષધશાળામાં રહેવા લાગ્યો. [૨૪૫]

ત્યાં એક વખતે મત્ત, લથડિયાં ખાતી, વીખરાયેલા કેશવાળી તેની સ્ત્રી રેવતી ઉઘાડે માથે[2] તેની પાસે આવી અને મોહોન્માદજનક શૃંગારવાળા સ્ત્રીસુલભ ભાવો દેખાડતી મહાશતકને આ પ્રમાણે કહેવા લાગી:—

"હે મહાશતક શ્રમણોપાસક! તું ધર્મ, પુણ્ય, સ્વર્ગ અને મોક્ષની કામનાવાળો છે. પણ જો તું મારી સાથે ઉદાર એવા માનુષિક કામભોગોને ભોગવતો રહે તો પછી તારે ધર્મ, પુણ્ય, સ્વર્ગ અને મોક્ષની શી જરૂર છે?" [૨૪૬]

રેવતીના આ પ્રમાણે બે ત્રણવાર કહેલા વચનનો મહાશતકે આદર પણ ન કર્યો તેમજ અણુવ્રત હોય તેમ

૧. 'અમાઘાય' 'કોઈ હણશો મા'—એવો ઢંઢેરો.
૨. उत्तरिज्जयं विकड्ढमाणी।

સ્વીકાર પણ ન કર્યો; પરંતુ મૌન રહીને તે પોતાના ધર્મ-ધ્યાનમાં સ્થિર રહ્યો. અનાદર પામેલી રેવતી પોતાને ઠેકાણે પાછી આવી. [૨૪૭ ૯]

ઉપાસકની અગિયારે પ્રતિમાઓને આચરતો તે મહાશતક ઉગ્ર તપથી અત્યંત કૃશ અને નસોનાં ગૂંચળાંથી છવાયેલો દુર્બળ થઈ ગયો. છેવટે તે આનંદની પેઠે અંતિમ મારણાંતિક સંલેખના સ્વીકારીને ખાનપાન તજી, જીવિત અને મરણમાં સમભાવ રાખતો રહેવા લાગ્યો. [૨૫૦-૨]

એમ રહેતાં રહેતાં તેના ચિત્તની વૃત્તિ વધારે શુભ, વિશદ અને શુદ્ધ થઈ; તથા જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષયોપશમ થયે તેને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું. તેથી તે પણ આનંદની પેઠે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં હજાર યોજન સુધીનો લવણસમુદ્રનો ભાગ જાણવા તથા જોવા લાગ્યો; અને ઉત્તરમાં ચુલ્લ હિમવંત વર્ષધર પર્વત સુધી તથા નીચે રત્નપ્રભા પૃથ્વીમાંના લોલુયચ્ચુય નરક[1] સુધીના ક્ષેત્રને જાણવા અને જોવા લાગ્યો. [૨૫૩]

આવી રીતે રહેતા તેની પાસે ફરી એક વાર રેવતી આવી અને પહેલાંની માફક કામયાચના કરવા લાગી. તેણે બે ત્રણવાર કહ્યા પછી ગુસ્સે થયેલા મહાશતકે પોતાના અવધિજ્ઞાનનો પ્રયોગ કરીને તેને કહ્યું કે:— "હે રેવતી આજથી તું સાત રાતમાં અલસરોગથી[2] પીડાતી, દુર્ધ્યાન-

---

૧. 'તેમાં જનારનું આયુષ્ય ૮૪ હજાર વરસનું હોય છે'—એટલુ મૂળમા વધુ છે.

૨ આ એક ઉદર રોગ છે. તેમા શરીર નબળુ પડી જાય, ક્ષુધાગ્નિ મંદ પડી જાય, કફ વધી જાય, આંતરડાની ક્રિયામાં ભંગ પડે. (—ચરક.)

યુક્ત થઈ, અસમાધિવાળી બનીને, મરણ પામીશ, તથા રત્નપ્રભા પૃથ્વીના લોલુયચ્ચુય નરકમા ૮૪૦૦૦ વર્ષ સુધી નરકગતિનુ દુખ ભોગવીશ" [૨૫૪ ૫]

મહાશતકનુ કથન સાભળીને રેવતીને લાગ્યું કે, એ શ્રમણોપાસક મારી ઉપર ગુસ્સે થયો છે, તેને હુ ગમતી નથી, મારો તે તિરસ્કાર કરે છે,[1] ખબર નહિ મારો કેવી ખરાબ રીતે તે ઘાત કરશે એમ વિચાર કરીને ભય તથા ત્રાસથી ઉદ્વેગ પામી, બેદ કરતી કરતી તે ધીરે ધીરે પોતાને ઘેર પાછી આવી ગઈ, અને ચિતાતુર થઈ, હાથ ઉપર માથુ અઢેલી, આખો જમીન ઉપર ઠેરવી, ભારે ફિકરમા પડી ગઈ પછી મહાશતકના કહ્યા પ્રમાણે અલસ રોગથી પીડાતી, સાત રાતમા મરણ પામીને, તે નરકગતિએ ગઈ [૨૫૬ ૭]

તે વખતે ભગવાન મહાવીર રાજગૃહના ગુણશિલ ચૈત્યમા આવીને ઊતર્યા ભગવાન મહાવીરે "ગૌતમ!" એમ કહીને પોતાના પટ્ટશિષ્ય ગૌતમને બોલાવ્યો અને રેવતી તથા પોતાના શિષ્ય શ્રમણોપાસક મહાશતક વચ્ચે થયેલો વિખવાદ તેને કહી સભળાવ્યો, અને કહ્યુ — "અતિમ સલેખનાને સ્વીકારીને રહેતા શ્રમણોપાસકે કોઈને સાચુ હોય તો પણ અનિષ્ટ અને અપ્રિય વચનોથી કાઈ કહેવુ ન ઘટે, તથા ક્રોધ કરવો ન ઘટે તો હે દેવાનુપ્રિય! તુ તેની પાસે જા અને મારી આ વાત તેને કહે તથા તેને પોતાના અપરાધની કબૂલાત કરાવી પ્રાયશ્ચિત્ત વડે શુદ્ધ કર" [૨૫૮ ૯]

---

1. मवध्याता ।

ગૌતમને આવતા જાણીને મહાશતકે તેમને વંદન-નમસ્કાર કર્યા. પછી તેમની પાસેથી ભગવાન મહાવીરનો સ દેશો સાંભળી, તે મુજબ પ્રાયશ્ચિત્ત સ્વીકારીને તે શુદ્ધ થયો. ત્યારબાદ ભગવાન મહાવીર રાજગૃહથી નીકળી બહારના પ્રદેશમાં વિચરવા લાગ્યા. [૨૬૦-૫]

પોતે સ્વીકારેલાં ગુણવ્રત અને શીલવ્રતને તથા શ્રમણોપાસકની ૧૧ પ્રતિમાઓને મહાશતક શ્રમણોપાસકે સારી રીતે ૨૦ વર્ષ સુધી પાળ્યા અને આચર્યાં. છેવટે મારણાંતિક મ લેખનામા ૬૦ ટંક ખાનપાન છોડી, સમાધિપૂર્વક તે મરણ પામ્યો અને સૌધર્મકલ્પમા અરુણાવતસક વિમાનમાં ઉત્પન્ન થયો. ત્યાંથી મહાવિદેહવાસ પામીને તે સિદ્ધ બુદ્ધ, અને મુક્ત થશે [૨૬૬]

## ૯

## નન્દિનીપિયા

શ્રાવસ્તી[૧] નગરીમાં જિતશત્રુ રાજા હતો. ત્યા નન્દિનીપિયા નામે ગૃહપતિ અશ્વિની ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે ચાર કરોડ (પાલી) સોનુ નિધિ તરીકે સ ઘરામાં, ચાર કરોડ વ્યાજે અને ચાર કરોડ ઘરવાપરમાં હતું ઉપરાંત દશહજાર ગાયોનો એક એવા ચાર વ્રજો હતા. [૨૬૭-૮]

તેણે ત્યાંના કોષ્ઠક ચૈત્યમા આવેલા ભગવાન મહાવીર પાસે આનંદની પેઠે ગૃહિધર્મ સ્વીકારી તેનુ ૧૪ વર્ષ સુધી

૧ આજે અયોધ્યાથી ઉત્તરે બલરામપુર સ્ટેશનથી ૧૨ માઈલ ૭ આવેલા અકોના ગામથી પાચ માઈલ દૂર સહેતમહેતનો કિલ્લો વર્તમાનમા શ્રાવસ્તી ગણવામા આવે છે

બરાબર પાલન કર્યું. પછી મોટા પુત્રને બધો કારભાર સોંપી, મહાવીર ભગવાન પાસેથી જાણેલા ધર્મમાર્ગ અનુસાર બ્રહ્મચર્ય સાથે તે પાષધશાળામાં રહેવા લાગ્યો. [૨૬૯-૨૭૦]

શ્રમણોપાસકની સ્થિતિમાં તે કુલ ૨૦ વર્ષ સુધી રહ્યો અને છેવટે મારણાંતિક સંલેખનાને સ્વીકારીને, સમાધિપૂર્વક મરણ પામી, અરુણગવ વિમાનમાં દેવ થયો. ત્યાંથી ચ્યવીને મહાવિદેહવાસ પામી, તે સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે. [૨૭૧]

## ૧૦

## સાલિહીપિયા

શ્રાવસ્તી નગરીમાં જિતશત્રુ રાજા હતો. ત્યાં સાલિહીપિયા નામે ગૃહપતિ ફાલ્ગુની ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે ચાર કરોડ ( પાલી ) સોનું નિધિ, તરીકે સંઘરામાં, ચાર વ્યાજે અને ચાર ઘરવાપરમાં હતું. ઉપરાંત દસહજાર ગાયોનો એક એવા ચાર વ્રજો હતા. [૨૭૨-૩]

તેણે કોષ્ઠક ચૈત્યમાં આવેલા ભગવાન મહાવીર પાસે આનંદની પેઠે ગૃહિધર્મ સ્વીકાર્યો અને કામદેવની પેઠે પોતાના જ્યેષ્ઠ પુત્રને કારભાર સોંપી, ભગવાન મહાવીર પાસેથી જાણેલા ધર્મમાર્ગ અનુસાર તે પાષધશાળામાં રહેવા લાગ્યો તેણે શ્રમણોપાસકની અગિયારે પ્રતિમાઓને કંઈ પણ બહારના વિક્ષેપ વિના બરાબર પાર કરી તે પ્રમાણે શ્રમણોપાસકની સ્થિતિમાં તે ૨૦ વર્ષ રહ્યો અને છેવટે મારણાંતિક સંલેખના સ્વીકારીને સમાધિપૂર્વક મરણ પામી,

અરુણકીલ વિમાનમાં દેવ થયો. ત્યાંથી ચ્યવીને મહાવિદેહવાસ પામી, તે સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે. [૨૭૪]

## ઉપસંહાર

આ દશે ઉપાસકોએ પંદરમા વર્ષમાં ઘરનો ભાર તજ્યો, અને દશે ઉપાસકો વીશ વર્ષ શ્રમણોપાસક તરીકે વર્ત્યા. [૨૭૫]

દશે જણે શ્રાવકની અગિયાર પ્રતિમાઓ પાળી, દશે જણા છેવટે સાઠ ટંકના (એક માસના) ઉપવાસથી મરણ પામ્યા; અને દશે જણ સૌધર્મ દેવલોકમાં ચાર પલ્યોપમ વર્ષ જેટલુ આયુષ્ય ગાળી, મહાવિદેહવાસ પામીને સિદ્ધિ મેળવશે. [૨૭૭]

[રોજના એક લેખે આ દશ અધ્યાયો દશ દિવસે વંચાઈ રહે. પણ બે દિવસમાં આ અંગ વાચવાનુ પૂરું કરવાની પણ પરવાનગી છે.]

# ટિપ્પણ

**ટિ૰ નં૰ ૧ : ઉપાસકદશા :**

સમવાયાંગમાં 'ઉપાસકદશા'નો પરિચય આ પ્રમાણે આપ્યો છે:—

"ઉપાસકદશામાં ઉપાસકોનાં શીલવ્રતો, વિરમણો, ગુણવ્રતો, પ્રત્યાખ્યાનો (ત્યાગ), પાપવોપવાસો, શ્રુતપરિગ્રહ (શાસ્ત્રાભ્યાસ), પ્રતિમાઓ તથા તેમની આ લોકની અને પરલોકની ઋદ્ધિઓ વગેરે વર્ણવેલાં છે. ઉપરાત તેઓની ધર્મમાં સ્થિરતા તથા ધર્મમાં આવતાં વિઘ્નોની સામે થવાની તેમની અસાધારણ શક્તિ પણ વર્ણવેલી છે."

તેનું પરિમાણ જણાવતાં તેમાં કહ્યું છે કેઃ—

"એ સાતમું અંગ છે. તેમાં એક શ્રુતસ્કંધ છે, દશ અધ્યયનો છે, તથા સંખ્યેય લાખ પદો[1] અને સંખ્યેય અક્ષરો છે."

નંદીસૂત્રમાં ઉપાસકદશાનું ઉપર જણાવ્યા પ્રમાણેનું જ વર્ણન આવે છે. પણ ઉપાસકદશામાં ઉપાસકોની પ્રવ્રજ્યાનો અધિકાર આવે છે એમ પણ તેમાં લખેલું છે. પરંતુ અત્યારે ઉપલબ્ધ પાઠવાળા સૂત્રમાં કોઈ ઉપાસકે પ્રવ્રજ્યા લીધી હોય તેવો અધિકાર આવતો નથી.

ઉપાસકદશાના પદના પરિમાણ વિષે જણાવતાં તેમાં લખ્યું છે કે "તેમાં સંખ્યેય હજાર પદો છે અને સંખ્યેય અક્ષરો છે."

દિગંબરોમાં આ સૂત્રનું નામ ઉપાસકાધ્યયન છે અને તેમાં શ્રાવકધર્મનું સ્વરૂપ વર્ણવેલું છે એમ તેઓ કહે છે. ઉપરાંત ગોમ્મટસારની ટીકામાં લખેલું છે કે, "ઉપાસકાધ્યયનમાં શ્રાવકોની અગિયાર પ્રતિમાઓના સંબંધમાં તથા વ્રત, શીલ, આચાર, ક્રિયા અને મંત્રો

---

૧. પદના સ્વરૂપ વિષે જુઓ 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' પાન ૧૮૧ ઉપરનું ટિપ્પણ. સમવાયાંગ અને નંદીસૂત્ર – બંનેના ટીકાકારે આ સૂત્રનાં અગિયાર લાખ, બાવન હજાર પદો જણાવેલાં છે.

વગેરે વિષે વર્ણન છે" દિગબરો ઉપાસકાધ્યયનમા અગિયાર લાખ સિત્તેર હજાર પદો કહે છે

ઉપાસકદશા શબ્દનો અર્થ "ઉપાસકોની અવસ્થા પણ થાય, તેમજ દશા શબ્દને સખ્યાવાચક ગણીએ તો "દશ ઉપાસકો" એમ પણ થાય આ સૂત્રમા દશ ઉપાસકોનુ વર્ણન આવે છે માટે આ પુસ્તકમા 'દશા' શબ્દનો સખ્યાસૂચક અર્થ સ્વીકારેલો છે તથા તેનુ નામ "ભગવાન મહાવીરના દશ ઉપાસકો' રાખેલુ છે પ્રાકૃત 'દસા' શબ્દ એ સસ્કૃત દશનુ આર્ષરૂપ છે, માટે 'દસા' માથી જરા પણ ખેચ્યા સિવાય દશ એવો અર્થ નીકળી શકે છે

**ટિ૰ નં૰ ૨ પૌષધોપવાસ**

પૌષધ શબ્દનુ મૂળ રૂપ ઉપવસથ છે આનો પ્રયોગ શતપથ બ્રાહ્મણમા જે દિવસે યજમાન અગ્નિ પાસે રહે છે (ઉપ+વસ્) તે દિવસના અર્થમા કરેલો છે તે શબ્દનુ પાલીરૂપ બૌદ્ધ સાહિત્યમા 'ઉપોસથ' આવે છે અને તેને એક વ્રત તરીકે બતાવેલુ છે ઉપોસથનુ આર્ષ પ્રાકૃત 'પોસહ' થઈ ગયુ છે તેને અહીં એક શ્રમણોપાસકના વ્રત તરીકે બતાવવામા આવ્યુ છે ટીકાકારોએ પોસહ ઉપરથી પાધરુ પૌષધ ઉપજાવી લીધુ છે અને તેની પાછળ ઉપવાસનો અર્થ બતાવવા ઉપવાસ શબ્દ જોડચો છે પણ ખરી રીતે શબ્દની મૂળ પ્રકૃતિનો વિચાર કરતા ઉપવાસનો અર્થ તેમા સમાયેલો જ છે. તત્ત્વાર્થના ભાષ્યમા આ પૌષધનુ સ્વરૂપ બતાવતા લખ્યુ છે —"તેને કરનાર શ્રાવકે ઉપવાસ કરવો સ્નાન, વિલેપન, ગધ, માલ્ય અને અલકાર છોડી દેવા દાભ કે કાષ્ઠની પથારીએ રહીને અથવા વીરાસન વગેરે આસનો ઉપર રહીને ધર્મનુ ચિંતન કરવુ તથા સર્વ નિંદ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો" આઠમ ચૌદશ, પૂનમ અને અમાવાસ્યાને દિવસે તેને આચરવાની વાત સૂત્રોમા મળે છે વૈદિક અને બૌદ્ધ સપ્રદાયના શાસ્ત્રોમા પણ આ દિવસોએ ઉપવસથ અને ઉપોસથ કરવાની પ્રથા મળે છે.

દિ૦ નં૦ ૪ : સાત શિક્ષાવ્રતો :

આનંદને ભગવાન મહાવીરના પ્રવચન ઉપર રુચિ થયા પછી તેણે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રતવાળો બાર પ્રકારનો ગૃહિધર્મ સ્વીકારવાનો વિચાર ભગવાન મહાવીરને કહી બતાવ્યો. આ જ પ્રમાણે તેણે તેની સ્ત્રી શિવનંદાને ગૃહિધર્મ સ્વીકારવાની ભલામણ કરી. આ રીતે ગૃહિધર્મ બાર પ્રકારનો છે એવો ઉલ્લેખ આ સૂત્રમાં અનેક સ્થળે આવે છે. તેના બાર પ્રકાર ક્રમવાર આ સૂત્રમાં ગણાવેલા જણાતા નથી. પણ પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત એમ બાર વ્રતની મોઘમ સંખ્યા બતાવવામાં આવી છે. પરંતુ ઉવવાઈય સૂત્રમાં પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત, એમ બાર વ્રતની સંખ્યા બતાવવામાં આવી છે. આ સૂત્રમાં પાંચ અણુવ્રતોનો ઉલ્લેખ તો તેમના સ્વરૂપ સાથે સ્પષ્ટ ઉપલબ્ધ છે. પણ તે પછીનાં સાત શિક્ષાવ્રતો વિષે સ્પષ્ટ માહિતી આપેલી નથી.

સૂત્રમાં અણુવ્રતો વગેરેની જે માહિતી આપેલી છે, તે મૂળ શબ્દોમાં આ પ્રમાણે છે:–

[૧] સ્થૂલપ્રાણાતિપાતપ્રત્યાખ્યાન [૨] સ્થૂલમૃષાવાદપ્રત્યાખ્યાન [૩] સ્થૂલઅદત્તાદાનપ્રત્યાખ્યાન [૪] સ્વદારસંતોષપરિમાણ [૫] ઇચ્છાવિધિપરિમાણ.

[ઇચ્છાવિધિપરિમાણના પેટામાં (૧) હિરણ્યસુવર્ણવિધિપરિમાણ (૨) ચતુષ્પદવિધિપરિમાણ (૩) ક્ષેત્રવાસ્તુવિધિપરિમાણ (૪) શકટવિધિપરિમાણ અને (૫) વહાણવિધિપરિમાણનો સમાવેશ કરેલો છે.]

[૬] ઉપભોગપરિભોગવિધિપરિમાણ [૭] ભોજનવિધિપરિમાણ [૮] અનર્થદંડપ્રત્યાખ્યાન.

[ઉપભોગપરિભોગવિધિના પરિમાણમાં (૧) ઉલ્લણિયાવિધિપરિમાણ (૨) દંતવણવિધિપરિમાણ (૩) ફલવિધિપરિમાણ (૪) અભ્યંગનવિધિપરિમાણ (૫) ઉદ્વર્તનવિધિપરિમાણ (૬) મજ્જન-

વિધિપરિમાણ (૭) વસ્ત્રવિધિપરિમાણ (૮) [વિલેપનવિધિપરિમાણ (૯) પુષ્પવિધિપરિમાણ (૧૦) આભરણવિધિપરિમાણ અને (૧૧) ધૂપનવિધિપરિમાણ એ અગિયાર પરિમાણનો સમાવેશ કરેલો છે.]

[ભોજનવિધિના પરિમાણમા (૧) પેયવિધિપરિમાણ (૨) ભક્ષ્ય-વિધિપરિમાણ (૩) ઓદનવિધિપરિમાણ (૪)સૂપવિધિપરિમાણ (૫) ઘૃતવિધિપરિમાણ (૬) શાકવિધિપરિમાણ (૭) માધુરકવિધિપરિમાણ (૮) જેમણવિધિપરિમાણ (૯) પાનીયવિધિપરિમાણ (૧૦) મુખવાસ-વિધિપરિમાણ – એ દશ પરિમાણનો સમાવેશ કરેલો છે.]

એકદરે વિચારતા મૂળ સૂત્રમા (૧) પ્રાણાતિપાત (૨) મૃષાવાદ (૩) અદત્તાદાનપ્રત્યાખ્યાન (૪) સ્વદારસંતોષપરિમાણ (૫) ઇચ્છા વિધિપરિમાણ (૬) ઉપભોગપરિભોગપરિમાણ અને (૭) અનર્થદંડત્યાગ એટલાં વ્રતોનો ઉલ્લેખ છે. એમાંનાં પહેલાં પાંચ અણુવ્રત તરીકે પ્રસિદ્ધ છે અને બાકીનાં બે શિક્ષાવ્રતો હોવાં જોઈએ. પરંતુ શિક્ષા વ્રતોની સાત સંખ્યા પૂરી કરવા માટે બીજાં પાંચ બાકી હોવા જોઈએ. તે પાંચની કલ્પના સૂત્રમાંથી જ બીજી રીતે નીકળી શકે છે.

સૂત્રમાં બાર વ્રતોનો ઉલ્લેખ મોઘમ રીતે કર્યો છે પરંતુ અતિચારો તો બારેયના આપવામાં આવ્યા છે. તે અતિચારો ઉપરથી સાત શિક્ષાવ્રતો બરાબર ફલિત કરી શકાય તેમ છે.

(૧) દિશાના પરિમાણનું ઉલ્લંઘન નહિ કરવા વિષેના અતિ-ચાર ઉપરથી દિગ્વ્રત ફલિત થાય છે. એ જ પ્રમાણે (૨) ઉપભોગ પરિભોગપરિમાણ (૩) અનર્થદંડત્યાગ (૪) સામાયિક (૫) દેશાવ-કાશિક (૬) પૌષધોપવાસ અને (૭) યથાસંવિભાગ પણ સમજી લેવાં.

તત્ત્વાર્થસૂત્રમાં તે સાતેનો ક્રમ આ પ્રમાણે આપેલો છે —

(૧) દિગ્વ્રત (૨) દેશવ્રત (૩) અનર્થદંડવિરતિવ્રત (૪) સામા-યિકવ્રત (૫) પૌષધોપવાસ (૬) ઉપભોગપરિભોગપરિમાણ (૭) અતિ-થિસંવિભાગ.

ઉવવાઇયસૂત્રમાં એ સાત વ્રતોનો ક્રમ આ પ્રમાણે છે :—

(૧) અનર્થદંડવિરમણ (૨) દિગ્વ્રત (૩) ઉપભોગપરિભોગપરિમાણ (૪) સામાયિક (૫) દેશાવકાશિક (૬) પૌષધોપવાસ (૭) અતિથિસંવિભાગ.

બૌદ્ધ ઉપાસકો પ્રાણાતિપાતવિરમણ વગેરેની જે પ્રતિજ્ઞા લે છે તે પ્રતિજ્ઞાને "सिक्खापद" કહેવામાં આવે છે. આ સૂત્રમાં વપરાયેલો "सिक्खावय" અને એ "सिक्खापद" બંને શબ્દો અર્થ અને શબ્દની દૃષ્ટિએ સરખા જ છે એ ભૂલવું ન જોઈએ.

આનંદ અત્યાર સુધી માત્ર ગૃહપતિ હતો પરંતુ આ પ્રતિજ્ઞા લીધા પછી તે શ્રમણોપાસક કે શ્રાવક થયો. બૌદ્ધ ગ્રંથોમાં આ જ અર્થમાં 'ઉપાસક' શબ્દનો પ્રયોગ છે. અંગુત્તરનિકાયના ઉપાસકવગ્ગમાં બુદ્ધ ભગવાનનો અનુયાયી ગૃહપતિ જ્યારે ઉપાસક થાય છે ત્યારે તેને માટે નીચેની પાંચ પ્રતિજ્ઞાઓ જણાવેલી છે :– (૧) પ્રાણાતિપાતથી વિરમણ (૨) અદત્તાદાનથી વિરમણ (૩) કામોમાં મિથ્યાચારથી વિરમણ (૪) મૃષાવાદથી વિરમણ (૫) સુરા, મેરય, મદ્ય વગેરે પ્રમાદસ્થાનોથી વિરમણ.

વૈદિક પરંપરામાં જે દ્વિજ ગૃહસ્થ હોય છે તેને માટે આ પાંચ યમોને હમેશાં સેવવાનું વિધાન કરેલું છે. (૧) અહિંસા (૨) સત્યવચન (૩) બ્રહ્મચર્ય (૪) પ્રામાણિકતા (૫) અસ્તેય. આ પાંચને વ્રત પણ કહેલાં છે. મહાભારતમાં લખેલું છે કે ગૃહસ્થની નિર્વાહ માટે ચાર પ્રકારની વૃત્તિ જણાવેલી છે (૧) કુસૂલધાન્ય (૨) કુંભધાન્ય (૩) અશ્વસ્તન (૪)કાપોતી. કોઠામાં માય તેટલું ધાન્ય ભરી રાખવું અને તેથી વધારે ન રાખવું એટલે કે એક વર્ષ ચાલે તેટલું ધાન્ય અથવા તેટલા પૈસા ઉપાર્જિત કરી રાખવા તે કુસૂલધાન્યવૃત્તિ. એક ઘડો ભરાય તેટલું જ ધાન્ય ભરી રાખવું અથવા કમાવું તે કુંભધાન્ય વૃત્તિ. આવતી કાલનો વિચાર જ ન કરવો તે અશ્વસ્તનવૃત્તિ. અને કપોતની પેઠે ખેતર વગેરેમાં પડેલા દાણા વીણી ખાઈ નિર્વાહ કરવો એ કાપોતીવૃત્તિ. આ વિષે વધારે મહાભારતના શાંતિપર્વના ૨૪૯મા અધ્યાયમાં જોઈ લેવું.

મનુસ્મૃતિમા પણ આ પ્રકારે ચાર વૃત્તિઓ જણાવેલી છે. પરંતુ તેમા ત્રીજી વૃત્તિ "ત્રિ-આહિક" (એટલે કે ત્રણ દિવસ ચાલે તેટલુ ઉપાર્જન કરી રાખવુ તે) છે અને ચોથી અશ્વસ્તનિક છે.

વળી તેમાં લખ્યુ છે કે, ગૃહસ્થે પોતાના કુટુબનો નિર્વાહ થાય તે માટે ધન ઉપાર્જન કરવુ પરંતુ ભોગ માટે ન કરવુ. અને તે પણ અનિંદિત ઉપાયોથી, પ્રાણીઓનો દ્રોહ કર્યા વિના અથવા તો બહુ જ થોડો કરીને કરવુ. ગૃહસ્થે પોતાનો જીવનવ્યવહાર ઋતથી, અમૃતથી, મૃતથી, પ્રમૃતથી કે સત્યાનૃતથી ચલાવવો પરંતુ કોઈ દિવસ શ્વવૃત્તિથી ન ચલાવવો. ઋત એટલે કે ખેતરમાથી પાક ઘેર લાવતા જે દાણા ત્યાં વેરાયેલા પડી રહે, તથા જેમની તેમના માલિકને અપેક્ષા નથી તેમના વડે નિર્વાહ ચલાવવો તે. અમૃત એટલે માગ્યા વિના મળે તેનાથી વ્યવહાર ચલાવવો તે મૃત એટલે માગીને વ્યવહાર ચલાવવો તે. પ્રમૃત એટલે ખેતી સત્યાનૃત એટલે વેપારવાણિજ્ય અને શ્વવૃત્તિ એટલે નોકરીચાકરી.

**ટિ. નં. ૪: અતિચારો:**

જે જાતનાં સ્ખલનોથી કોઈ પણ સ્વીકારેલો ગુણ મલિન થાય અને ધીરે ધીરે હ્રાસ પામી ચાલ્યો જાય તેવા સ્ખલનો અતિચાર કહેવાય છે.

જે માણસ સ્થૂલ હિંસાનો ત્યાગ કરે, તે, સંભવ છે કે "કોઈની પાસે ગજા ઉપરાંત કામ કરાવવુ", "કોઈને માર મારવો", કે "લોકોમાં ભૂખમરો વધે એવી આડકતરી રીતે પ્રવૃત્તિ કરવી", એ બધી પ્રવૃત્તિને સ્થૂલહિંસા ન પણ સમજે. કારણ કે એ એમ માનતો હોય કે એમાં કોઈનુ મોત ક્યાં થાય છે? એ જ પ્રમાણે સ્થૂલ-મૃષાવાદના ત્યાગની પ્રતિજ્ઞાવાળો ખોટા દસ્તાવેજો લખે અને એમ કહે કે "એમાં હુ ખોટું ક્યા બોલું છુ? મારે તો બોલવાની બાધા છે, લખવાની નથી." આ જાતનાં વિવેકશૂન્ય માણસોને સ્થૂલ-હિંસાના ત્યાગ વગેરેની પ્રતિજ્ઞામા બીજો પણ કેટલો ત્યાગ કેળવવો

પડે છે એ સમજાવવા માટે અને વ્રતોનું ગાંભીર્ય ધ્યાનમાં આણવા માટે વ્રતોના અતિચારો બતાવવામાં આવ્યા છે. વ્રત પાળનાની બુદ્ધિનાશો આણુમ તો આ અતિચારોને વ્રતના ઘાતક જ સમજે અતિચારનો અર્થ પણ આચારનું ઉલ્લંઘન જ થાય છે

ટિ૦ નં૦ ૫ ખોટા લેખ ન કરવા

મૂળમાં મૃષાવાદત્યાગના વ્રતને વખતે જે પાંચ અતિચારો જણાવ્યા છે તેમના કરતાં જુદા પણ બીજા પાંચ અતિચાર આ સૂત્રની બીજી વાચનામાં મળે છે એમ ટીકાકાર લખે છે તે આ પ્રમાણે છે – (૧) કન્યાલીક — કન્યાની લેણદેણના પ્રસંગમાં કે કોઈ પણ મનુષ્યની લેણદેણના પ્રસંગમાં તેને વિષે ખોટી વાત કહેવી (૨) ગવાલીક — પશુમાત્રના લેણદેણના પ્રસંગમાં તેને વિષે ખોટી વાત કહેવી (૩) ભૂમ્યલીક — જમીનની લેણદેણના પ્રસંગમાં તેને વિષે ખોટી વાત કહેવી (૪) ન્યાસાપહાર — કોઈની થાપણ ઓળવવી (૫) કૂટસાક્ષી — ખોટી સાક્ષી પૂરવી વળી ટીકાકાર લખે છે કે 'આવશ્યક' વગેરેમાં આ પાંચને સ્થૂલ મૃષાવાદના ભેદ ગણાવેલા છે આચાર્ય હરિભદ્ર પોતાના પંચાશકના મૂળની ૧૧મી ગાથામાં આ પાંચેને મૃષાવાદના ભેદ તરીકે બતાવેલા છે

ટિ૦ નં૦ ૬ ચોક્કસ સ્મૃતિ રાખવી

દિગ્વ્રતના જે પાંચ અતિચારો બતાવવામાં આવ્યા છે તેમાંના છેલ્લા બેને કોઈ પ્રતિમાં એક જ અતિચાર ગણવામાં આવ્યો છે અને તેની પછીના ચાર દિશાના પ્રમાણનો અતિક્રમ' એવો ચોથો અતિચાર વધારવામાં આવ્યો છે આ જાતનું પાઠાંતર હોર્નલે ઉપાસકની આવૃત્તિમાં મૂકેલું છે પણ ટીકાકારે તે વિષે કાંઈ લખેલું નથી

ટિ૦ નં૦ ૭ કર્માદાનો

જે પ્રવૃત્તિ કરવામાં સંયમનો અભ
કર્માદાન છે જે પ્રમાણે કર્માદાનના પ્ર

બતાવેલો છે તે રીતે મનુસ્મૃતિમાં પણ બ્રાહ્મણોને તેવી કેટલીક પ્રવૃત્તિનો નિષેધ બનાવ્યો છે. તેમાં લખ્યું છે કે "બ્રાહ્મણે રસોનો, રાંધેલા અન્નનો, તલનો, પથ્થરોનો, મીઠાનો, પશુનો, મનુષ્યનો, બધી જાતનાં રંગેલા કપડાનો, ફળોનો, મૂળોનો, ઔષધિનો, પાણીનો, શસ્ત્રનો, વિષનો, માંસનો, સોમનો, ગંધનો, દૂધનો, મધનો, મીણનો, દહીંનો, ઘીનો, તેલનો, ગોળનો, દાભનો, જંગલી પશુઓનો, બધા દાઢવાળાં જાનવરોનો. પક્ષીઓનો, દારૂનો, એક ખરીવાળાં પશુઓનો, ગળીનો અને લાખનો વેપાર નહિ કરવો."

અંગુત્તરનિકાયમાં લખ્યું છે કે બુદ્ધના ઉપાસકે શસ્ત્રનો, પ્રાણીઓનો, માંસનો, મદ્યનો અને વિષનો વેપાર નહિ કરવો."

**ટિ. નં. ૮ : શ્રમણોપાસક આનંદ :**

આવશ્યકની ટીકામાં લખ્યું છે કે શ્રમણભગવાન મહાવીર છદ્મસ્થ અવસ્થામાં હતા ત્યારે ફરતા ફરતા વૈશાલિથી વાણિજ્યગ્રામમા આવ્યા. તે વખતે ત્યાં આનંદ નામનો શ્રાવક છઠ છઠના તપપૂર્વક રહેતો હતો. તેને અવધિજ્ઞાન થયેલું હતું. તેણે ભગવાન મહાવીર ભવિષ્યના તીર્થંકર છે એમ સમજીને તેમને વંદન કર્યું અને કહ્યું કે તમને આટલા વખત પછી કેવળજ્ઞાન થશે. આ ઉપરથી માલૂમ પડે છે કે એક આનંદશ્રાવક ભગવાન મહાવીર કેવળી થયા ત્યાર પહેલાં પણ તેમને મળેલો હતો.

**ટિ. નં. ૯ : સૌધર્મકલ્પમાં આનંદનું આયુષ્ય :**

મૂળમાં તે સ્વર્ગમાં આનંદ ચાર પલ્યોપમ વર્ષો રહેશે એમ જણાવ્યું છે. સંખ્યાથી નહીં પણ ઉપમાથી જ સમજી શકાય એવી વર્ષોની એક ગણતરીને 'પલ્યોપમ' કહેવામાં આવે છે. જેમકે, અમુક કદના ખાડાને ઝીણામાં ઝીણા વાળના ટુકડાઓથી ઠાંસીને ભરે, અને તેમાંથી દર સો વર્ષે એક એક ટુકડો કાઢે. એ રીતે તે ખાડો ખાલી થતાં જે વખત લાગે છે તે પલ્યોપમ વર્ષ કહેવાય.

**ટિ. નં. ૧૦: મહાવિદેહવાસ:**

એવી જૈન માન્યતા છે કે, મહાવીરના નિર્વાણ પછી તરત જ જે ૨૧૦૦૦ વર્ષનો દુઃષમા કાળ બેઠો છે, તેમાં મહાવીર પછીના ત્રીજા આચાર્ય જંબુસ્વામી નિર્વાણ પામ્યા પછીથી આ અવસર્પિણી-ચક્ર પૂરતું આ ક્ષેત્રમાંથી કેવળજ્ઞાન લુપ્ત થઈ ગયું છે. અર્થાત્ હવે કાળનું આ ચક્ર પૂરું થઈ ઉત્સર્પિણીચક્ર શરૂ થાય ત્યાં સુધી કોઈ જ કેવળજ્ઞાની, તીર્થંકર કે મુક્ત થઈ શકે નહીં. માત્ર એક મનુષ્યજન્મ બાકી રહે તેવી નિર્મળ સ્થિતિ જ અહીં પ્રાપ્ત થઈ શકે. પરંતુ તે બાકીનો જન્મ પણ ભરતક્ષેત્રને બદલે મહાવિદેહક્ષેત્રમાં થાય, કે જ્યાં દુઃષમસુષમા નામનો કાળ સ્થાયીભાવે પ્રવર્તે છે. તેથી ત્યાં તીર્થંકર, કેવળજ્ઞાન, મોક્ષ વગેરે સંભવી શકે છે.

વિદેહ ક્ષેત્ર જંબુદ્વીપની મધ્યમાં આવેલું છે. (ભરત છેક દક્ષિણે છે; અને તેવાં કુલ સાત ક્ષેત્રો છે.) તે ક્ષેત્ર સૌથી મોટું હોઈ મહાવિદેહ કહેવાય છે. જંબુદ્વીપની નાભિરૂપ મેરુ પણ વિદેહની મધ્યમાં જ આવેલો છે. વિદેહમાં પણ ઉત્તરકુરુ અને દેવકુરુ નામનાં બે ક્ષેત્રમાં નિરંતર સુષમસુષમા (સત્યયુગ જેવો) કાળ ચાલ્યા કરે છે. પણ બાકીનાં ક્ષેત્રો કર્મભૂમિ હોવાથી તેમાં દુઃષમસુષમા કાળ પ્રવર્તે છે. તે ક્ષેત્રો 'વિજય' કહેવાય છે.

**ટિ. નં. ૧૧: આલભિકા:**

ભગવાન મહાવીરના વિહારવર્ણનમાં આલભિકા નગરીનું નામ બે વાર આવે છે. ભગવાનનું સાતમું ચોમાસું આ આલભિકામાં થયાનું લખેલું છે. મગધમાં વિહાર કર્યા પછી ભગવાન આલભિકામાં આવે છે એ હકીકત આવશ્યકમાં નોંધેલી છે. એથી આલભિકા મગધના સીમાડાની પાસે હોવાનું માલૂમ પડે છે. ત્યાં ચોમાસું પૂરું કરીને ભગવાને તેની પાસેના કુંડાગ નામના સંનિવેશમાં એક દેવળમાં (દેઉલ) ધ્યાન ધરેલું. એ દેવળને "વાસુદેવનું ઘર" તરીકે

ઓળખાવવામા આવ્યુ છે ત્યાથી ભગવાન વિહાર કરીને મદ્દણા ગામે ગયાની હકીકત આવે છે

બીજો ઉલ્લેખ સગમદેવના ઉપસર્ગ થયા પછી ભગવાન આનભિકામા આવે છે એ છે ત્યાથી ભગવાન શ્વેતામ્બીમા (કેકય દેશની રાજધાનીમા) અને પછી સાવત્થીમા (કુનાણ દેશની રાજધાનીમા) જાય છે આ બીજા ઉલ્લેખ ઉપરથી માનમ પડે છે કે આનભિકા નગરી શ્વેતામ્બી પાસે હોવી જોઈએ આનભિકા માટે આ સિવાય વધારે આધાર મહાવીર સ્વામીના વિહારવર્ણનમા મળતો નથી

પરતુ બૌદ્ધ ગ્રથોમા એ વિષે વધારે સ્પષ્ટ ખુલાસો મળે છે ભગવાન બુદ્ધનો વિહાર આનવિકામા થયાનો ઉલ્લેખ સુત્તપિટકમા મળે છે સુત્તનિપાતના ઉરગસુત્તમા આનવિ નામના એક જગલનો નિર્દેશ છે અને ધમ્મપદની ટીકામા આનવિ નામની નગરીનો ઉલ્લેખ છે તે જગલ કે તે નગરી બને એક જ છે તેમા સદેહ નથી અને એ તથા જૈનસાહિત્યની આ આનભિકા એ બને એક જ છે

આનવિયા ક્યા આવી એ પ્રશ્નના નિર્ણય માટે નીચેના પુરાવા બસ થશે ફાહ્યાન પોતાની મુસાફરીના વર્ણનમા લખે છે કે કનોજથી અનવી ૨૧ માઈલ છેટ છે અને ત્યાથી સાકેતનો સીમાડો (અયોધ્યા) ૭૦ માઈલ દૂર છે ઉપરાત તે અનવીને ગગાને પૂર્વ કિનારે હોવાનુ જણાવે છે અનવી પહોચ્યા પછી તેણે ત્યાના લોકોને ઉપદેશ કર્યાનુ તેના પ્રવાસના વર્ણનમા લખેલ છે વધારામા એમ પણ લખેલ છે કે અનવક નામનો એક યક્ષ ત્યા રહેતો હતો તે ત્યા કેટલાક સ્તૂપો હોવાનુ પણ જણાવે છે ફાહ્યાને પોતાના વર્ણનમા તો અનવીને એક અરણ્ય તરીકે જ જણાવેલુ છે પરતુ તેની ત્યા ઉપદેશ કર્યાની હકીકત ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે જગલમા અથવા તેની આસપાસ નજીકમા વસતી હોવી જોઈએ કે જે અલવી ગામ તરીકે

ઓળખાતી હતી. સ્તૂપોના ઉલ્લેખ ઉપરથી માલૂમ પડે છે કે ત્યાં તેમને ભગવાન બુદ્ધના સ્મારક તરીકે કોઈએ કરેલા હશે.

ઉપરના પુરાવાઓ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે અલવી કે આલભિકા કનોજની પાસે આવેલું હોવું જોઈએ.

આલવિ નામના કારણ વિષે વિચારતાં તેનું અટવી શબ્દ સાથેનું સામ્ય, ઉરગસુત્તમાં બતાવેલા આલવિ નામના જંગલના ઉલ્લેખના આધારે બંધબેસતું આવે એવું છે. ઉચ્ચારની દૃષ્ટિએ પણ અટવીનો अडवि, अलवि, आलवि, ઉચ્ચાર તદ્દન શક્ય છે. આલવિનો आलभि ઉચ્ચાર પણ બંધબેસતો જ છે. એટલે જૈન શાસ્ત્રમાં આવેલી આલભિકા તથા આ આલવિ એ બંને આ દૃષ્ટિએ પણ એક જ છે.

મહાવીર સ્વામીએ ત્યાં એક દેઉલમાં ધ્યાન કર્યાની હકીકત ઉપર જણાવી છે. સંભવ છે કે તે જગા પાછળથી દેઉલ નામના ગામથી પણ ઓળખાતી થઈ ગઈ હોય. જેને ફાહ્યાન અલવી કહે છે તેને જ હ્યુએન્ત્સિંગ નવદેવકુલ નામથી ઓળખાવે છે. ફાહ્યાને અંતર, સ્થાન વગેરેનું જે નિરૂપણ કરેલું છે તે બરાબર હ્યુએન્ત્સિંગના નવદેવકુલ સાથે મળતું આવે છે. ભગવાન મહાવીરે જ્યાં ધ્યાન કરેલું તે દેઉલ પણ નવદેવકુલ શબ્દ સાથે સામ્ય ધરાવે છે. અત્યારે આનું પ્રસિદ્ધ નામ કનિંગ્હામના કહેવા પ્રમાણે નેવલ છે.

ટિ. નં. ૧૨: મંખલિપુત્ત ગોશાલ:

મંન્યાસીનાં નામો ગણાવતાં અમરકોશમાં मस्करिन् નામ આપેલું છે. તેની વ્યુત્પત્તિ – मस्कर એટલે જ્ઞાન – તે વાળો; मस्कर એટલે વાંસડો – દંડ – તે ધારણ કરનાર; मा कर्म कर्तुम् शीलमस्य – કર્મ – પ્રવૃત્તિ નહિ કરવાના સ્વભાવવાળો; જેનું मुकुर–અરીસા જેવું શુદ્ધ ચિત્ત છે તેવો –એમ જુદીજુદી રીતે બતાવેલી છે. मस्करिन्નું પાલીરૂપ मक्खली થાય છે અને मक्खलीનું અપભ્રષ્ટરૂપ મંખલી થયું છે.

મંખલિપુત્ત ગોશાલ માટે બૌદ્ધ અને જૈન સંપ્રદાયના ગ્રંથોમાં અનેક વિચિત્ર દંતકથાઓ મળે છે. એ કથાઓ મોટેભાગે સાંપ્રદાયિક દૃષ્ટિથી જ લખાયેલી હોઈ તેમાં તેને ઉતારી પાડવાનો જ પ્રયત્ન કરવામાં આવ્યો છે. ગોશાલકના મત વિષે સંપૂર્ણ માહિતી મળતી નથી. પણ જે કંઈ થોડી ઘણી મળી છે તે પુરાતત્ત્વ પુ. ૨. પાન ૨૪૩ ઉપર જોવી. એ લેખમાં ગોશાલકના મતનું નામ "સંસાર-શુદ્ધિવાદ" લખેલું છે. જૈનગ્રંથોમાં તેનું નામ 'નિયતિવાદ' આવે છે. આજીવિક સંપ્રદાય વિષેનો વિગતવાર લેખ જૈનસાહિત્યસંશોધકના ત્રીજા ખંડના ચોથા અંકમાં ૩૩૪ મે પાને છે તે જોઈ લેવો.

[આ પછીને પાને પરિશિષ્ટ તરીકે ગોશાલક અને તેના આજીવિક સંપ્રદાય વિષે મળતી કેટલીક માહિતી આપી છે.]

# પરિશિષ્ટ

## ૧ મંખલિપુત્ત ગોશાલક

જૈન ગ્રંથો સામાન્ય રીતે 'મંખલિપુત્ત ગોશાલક' એ નામની વ્યુત્પત્તિ ઉપરથી તેનો અર્થ આપવાનો પ્રયત્ન કરી, તે માણસનો પરિચય આપવાની રીત સ્વીકારે છે. તેઓ કહે છે કે, ચિત્રપટ બનાવીને આજીવિકા ચલાવનાર 'મંખ' નામની ભિક્ષુ જાતિના 'મંખલિ' નામના એક ભિક્ષુનો પુત્ર હોવાથી 'મંખલિપુત્ર'; અને શરવણમાં આવેલી ગોબહુલ નામના બ્રાહ્મણની ગોશાળામાં તેની ભદ્રામાને પેટે જન્મ્યો હોવાથી 'ગોશાલક'.

પરંતુ 'મંખલિપુત્ત' શબ્દ 'નાયપુત્ત' કે 'નિગ્ગ઼ંઠપુત્ત' જેવો હોઈ, તેનો અર્થ 'મંખલિ અર્થાત્ મસ્કરિન્ જાતના સાધુસંપ્રદાયનો' એવો હોઈ શકે. પાણિનિ (ઈ. સ. પૂ. ૩૫૦) પોતાના વ્યાકરણમાં (૬ ૧ ૧૫૪) મસ્કરિન્‌નો અર્થ બતાવતાં જણાવે છે કે, 'મસ્કર' અથવા દંડ ધારણ કરનાર સાધુ તે મસ્કરિન્ કહેવાય. તેને એકદંડી પણ કહે છે. એટલે ગોશાલક એકદંડી તાપસોના વર્ગનો હતો, એટલું જ તેના નામ ઉપરથી સિદ્ધ થાય છે.

બુદ્ધઘોષાચાર્ય દીઘનિકાયની ટીકામાં ગોશાલકના પૂર્વજીવન વિષે એવી કથા આપે છે કે, તે કોઈ શેઠને ત્યાં નોકરીએ હતો, તેવામાં તેના હાથે એક ઘી ભરેલું વાસણ ફૂટી ગયું. પોતાનો ગેર હવે પોતાને ખૂબ ફટકારશે એ બીકથી તે બીજે ગામ નાસી ગયો. ત્યાંના લોકોએ તેને કપડાં વગેરે આપવા માંડ્યાં; પરંતુ તેણે તો ભિક્ષુક થવામાં જ વધારે સારી આજીવિકા જોઈ, એટલે તે ભિક્ષુક જ થયો.

જૈન ગ્રંથો તેની પૂર્વકથા એવી આપે છે કે, તે પણ પોતાના બાપની પેઠે ચિત્ર બતાવીને આજીવિકા કરનારો 'મંખ' હતો. તેવામાં તેનો ઉપર જણાવ્યા પ્રમાણે નાલંદામાં આવેલી વણકર-

શાળામાં મહાવીર સાથે ભેટો થયો. મહાવીરને માનપાન સાથે મળતી ભિક્ષા જોઈને તેને પણ પોતાનો ધંધો છોડી, આજીવિકા માટે મહાવીર પાસે રહેવાનું જ વધારે યોગ્ય લાગ્યું.

ઉપરની કથાઓથી બૌદ્ધ તેમ જ જૈન ગ્રંથકારો, ગોશાલકે પછીથી પ્રવર્તાવેલા 'આજીવિક' સંપ્રદાયનું 'આજીવિક' નામ પડવાનું કારણ આપવાનો પ્રયત્ન કરે છે. પરંતુ એટલું તો સહેજે કબૂલ કરી શકાય કે, કોઈ પણ સંપ્રદાય તેના હરીફો કે વિરોધીઓમાં ભલે તેવા ઉપનામોથી ઓળખાય, પરંતુ તેના પોતાના અનુયાયીઓમાં પણ તે નામે ઓળખાય એમ બનવું સંભવિત નથી. મહાન અશોકે પોતાની રાજ્યકારકિર્દીના તેરમા વર્ષમાં ગયા પાસેની ટેકરીઓના ખડકમાં કોતરી કાઢેલ બે ગુફાઓની દીવાલ ઉપર કોતરાવેલા ટૂંકા શિલાલેખમાં જણાવ્યું છે કે,[1] 'રાજા પ્રિયદર્શીએ પોતાના રાજ્યના તેરમા વર્ષમાં આ ગુફા આજીવિકોને આપી છે.' અને મહાવંશ ટીકામાં જણાવ્યા પ્રમાણે તો અશોકની માતા ધર્મારાણીનો કુલગુરુ જ જનસાન નામે આજીવિક હતો. બિંદુસારે તેને અશોકના જન્મ પહેલાં રાણીને આવેલા સ્વપ્નનો અર્થ કરવા બોલાવ્યો હતો. વળી દિવ્યાવદાનમાં જણાવ્યું છે કે, બિંદુસારે પોતાના પુત્રોમાંથી કોને ગાદી આપવી એ નક્કી કરવા પિંગલવત્સ નામના આજીવિકને બોલાવ્યો હતો. અશોક પછી ગાદીએ આવેલા 'દશરથ મહારાજાએ' પણ 'ગાદીએ' આવ્યા પછી તરત જ 'નાગાર્જુની ટેકરી ઉપર ત્રણ કોતરેલી ગુફાઓ' ચંદ્ર સૂરજ તપે ત્યાં સુધી આજીવિકોને નિવાસસ્થાન તરીકે વાપરવા આપતી વખતે તેમને 'સમાન્ય આજીવિકો' તરીકે ઉલેખ્યા છે. આમ એક પછી એક બિંદુસાર — અશોક — દશરથ એ ત્રણ એક જ વંશપરંપરાના રાજાઓના અમલ

૧ પોતાના રાજ્યકાળના ૨૮મા વર્ષ દરમ્યાન કોતરાવેલા સુપ્રસિદ્ધ સાતમા સ્તંભલેખમાં પણ અશોકે પોતાના ધર્માધિકારીઓને બૌદ્ધો, બ્રાહ્મણો અને નિર્ગ્રંથોની પેઠે આજીવિકોની પણ સંભાળ રાખવા જણાવ્યું છે.

માગ્યા વિના પોતાની પાસે ઊચકી આણેલુ, કે પોતાને આપવા માટે જ તૈયાર કરેલુ અન્ન પણ સ્વીકારતા નથી કોઈ આમ ત્રણ કરે ત્યા જતા નથી રાંધેના વાસણમા આણેલ અન્ન સ્વીકારતા નથી ઊંબરાની, લાકડીની કે સામેનાની પેટી તરફ ઊભા રહીને આપેલુ અન્ન લેતા નથી સ્ત્રી પુરુષ જમવા બેઠા હોય ત્યારે તેમાથી એકે ઊઠીને આપેલી ભિક્ષા લેતા નથી ગર્ભિણી સ્ત્રી, છોકરાને ધવરાવતી સ્ત્રી અને પુરુષની સાથે એકાંત સેવતી સ્ત્રીની પાસેથી અન્ન લેતા નથી લેવા પડતા હોય એવી જગ્યાએ ઊભા રહીને, કૂતરાની પાસે ઊભા રહીને કે જ્યા ઘણી માખીઓ હોય તેવી જગ્યાએ ઊભા રહીને ભિક્ષા લેતા નથી (કારણ કે એમ કરે તો તો તે તે જીવોને અન્ન મેળવવામા વિઘ્ન આવે) મત્સ્ય–માંસ–સુરા વગેરે પદાર્થો ગ્રહણ કરતા નથી એક જ ઘેર ભિક્ષા માગીને એક જ કોળિયો અન્ન ખાય છે બે ઘેર ભિક્ષા માગીને બે કોળિયા એમ સાત ઘેર ભિક્ષા માગી સાત કોળિયા અન્ન ખાય છે એક દત્તિથી બે દત્તિથી એમ સાત દત્તિથી નિર્વાહ ચલાવે છે એક દિવસે એક વાર, બે દિવસે એક વાર . એમ સાત દિવસે એક વાર કે પંદર દિવસે એક વાર જમે છે.

એટલુ યાદ રાખવાનુ કે ઉપરનુ કથન બુદ્ધ આગળ એક જૈન (નિગંઠપુત્ત) પંડિત કરે છે પરંતુ ખુદ જૈન ગ્રંથોમા જ આજીવિકોની આહાર બાબતમા કઠોરતા બાબત અનેક ઉલ્લેખો પડ્યા છે ઔપપાતિકસૂત્રમા તેમને 'બબ્બે ઘર છોડીને, ત્રણ ત્રણ ઘર છોડીને એમ સાત સાત ઘર છોડીને' ભિક્ષા લેવાનો નિયમ રાખનારા તથા ભિક્ષામા માત્ર કમળદંડ જ લેનારા કહ્યા છે ઠાણાંગસૂત્ર (૪ ૨ ૩૧૦ પૃ ૨૩૩) તો તેમને આઠ ટંક વગેરેના ઉપવાસરૂપી ઉગ્ર તપ કરનારા પોતાની જાતનુ ભાન ભૂલી ઘોર તપ કરનારા ઘી તેલ આદિ વિકૃતિકારક રસ પદાર્થોનો ત્યાગ કરનારા અને જીભની લોલુપતા છોડી, ગમે તેવા

સારો વા નરસો, રસીલો વા રસહીન ખોરાક મળ્યો હોય તેને નિર-પેક્ષપણે ખાઈ લેનારા કહે છે. ભગવતીસૂત્ર પોતે જ (૮-૫) આજીવિક સાધુઓ તો શું પણ આજીવિક ગૃહસ્થોને જ ઉંબરો-વડ-બોર-સતર પીપળો વગેરેનાં ફળ ન ખાનારા, ડુંગળી-લસણ વગેરે કંદમૂલના વિવર્જક અને ત્રસ પ્રાણીની હિંસા ન થાય તેવા વ્યાપાર વડે આજી-વિકા કરનારા જણાવે છે. મહાવીર તો તેમનો દાખલો આપી પોતાના શ્રમણોપાસકોને એ બાબતમાં ધડો લેવાનું સુધ્ધાં જણાવે છે!

એટલે આજીવિકા માટે સાધુ થયેલા હોવાથી 'આજીવિક' એવો અર્થ કરવાને બદલે એવો અર્થ સમજવો જોઈએ કે, ધર્મજીવનની બીજી બાબતો કરતાં આજીવિકાના નિયમો ઉપર વધારે પડતો ભાર મૂકતા હોવાથી (સમ્યક્ + આજીવ) તેઓ આજીવિક કહેવાતા હશે.

## ૨. ગોશાલકનો આજીવિક સિદ્ધાંત

ગોશાલકના આજીવિક સિદ્ધાંતનું સળંગ નિરૂપણ કરતો એકે પણ ગ્રંથ આજે વિદ્યમાન નથી. જે કાંઈ ઉલ્લેખો અત્યારે મળે છે, તે તેના પ્રતિસ્પર્ધીઓના — અર્થાત્ જૈનો અને બૌદ્ધોના ગ્રંથોમાં જ સંઘરાયેલા છે.

જૈન સિદ્ધાંત અમુક જીવોને કાયમને માટે 'અભવ્ય' ઠરાવે છે: તેઓનો કર્મસંગ્રહ અનાદિ અનંત છે, તેથી તેઓ કદી પણ મોક્ષ પામવાના નથી [ભગવતી, શતક ૬, ઉદ્દે૦ ૩]. તેથી ઊલટું ગોશાલક એવા મતનો છે કે, ગમે તેવા કર્મબંધનવાળા હોવા છતાં તમામ જીવો ગમે તેટલું રખડીને પણ છેવટે મુક્તિ પામવાના જ છે. આને અંગે તે પોતાની સૂતરના દડાની સુપ્રસિદ્ધ ઉપમા આપે છે: 'જે પ્રમાણે સૂતરનો દડો ફેંકતાં તે ઊકલી રહે ત્યાં સુધી જ જાય, તે પ્રમાણે ૮૪ લાખ મહાકલ્પના ફેરામાં ગયા પછી ડાહ્યા અને મૂર્ખ તમામના દુઃખનો નાશ થાય છે જ.'[1]

---

1. દીઘનિકાય, સામઞ્ઞફલસુત્ત.

પરંતુ આટલી સારી સીધી વાત ઉપરથી નિયતિવાદ ઉપર કૂદી જતાં વાર નથી લાગતી જો બધા જીવો અંતે મુક્ત થવાના જ હોય, તો આજે મુક્ત થવા પ્રયત્ન કરો કે ન કરો, બધું સરખું જ છે ભલેને ચોરાસી લાખનું ચક્કર હોય, પરંતુ છેવટે તો તે પૂરું થવાનું જ છે, તો અત્યારે જે કાંઈ સુખ–દુઃખ આવી મળે, તે નિરાંતે ભોગવ્યા જ કરીએ, તો પણ શું ખોટું? આના સ્વરૂપમાં જ ગોશાલકનો આજીવિક સિદ્ધાંત જૈન તેમજ બૌદ્ધ ગ્રંથોમાં સંઘરાયો છે આ ઉપાસકદશાંગસૂત્રમાં (અધ્ય૦ ૬) ગોશાલકની ધર્મપ્રજ્ઞપ્તિ આ શબ્દોમાં મૂકી છે 'મંખલિપુત્ત ગોશાલકની ધર્મપ્રજ્ઞપ્તિ સુંદર છે, તેમાં ઉત્થાન, કર્મ, બલ વીર્ય કે પુરુષકાર–પરાક્રમ નથી, તેમજ બધા ભાવો નિયત છે શ્રમણ ભગવાન મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ સુંદર નથી કારણ કે, તેમાં ઉત્થાન, કર્મ, બલ, વીર્ય, અને પુરુષકાર પરાક્રમ છે, તેમ જ બધા ભાવો અનિયત છે' બૌદ્ધગ્રંથોમાં જણાવ્યું છે [મંખલિ ગોશાલકનું એવું કહેવું હતું કે,] પ્રાણીઓની અપવિત્રતાનું કંઈ પણ કારણ નથી કારણ સિવાય પ્રાણી અપવિત્ર થાય છે હેતુ સિવાય, કારણ સિવાય જ પ્રાણી અપવિત્ર થાય છે પ્રાણીઓની શુદ્ધતામાં કાંઈ પણ હેતુ નથી, કાંઈ પણ કારણ નથી હેતુ સિવાય, કારણ સિવાય જ પ્રાણી શુદ્ધ થાય છે પોતાના સામર્થ્યથી કાંઈ પણ થતું નથી, પુરુષના સામર્થ્યથી કાંઈ થતું નથી બલ નથી, વીર્ય નથી, પુરુષના વીર્ય અથવા પરાક્રમમાં પણ કાંઈ નથી સર્વ સત્ત્વો, સર્વ પ્રાણી, સર્વ જીવ અવશ, દુર્બલ અને નિર્વીર્ય છે તેઓ નસીબ, જાતિ, વૈશિષ્ટ્ય અને સ્વભાવથી બદલાય છે અને છમાંથી કોઈ પણ જાતિમાં રહી સર્વ દુઃખનો ઉપભોગ લે છે 'આ શીલ, વ્રત, તપ અથવા બ્રહ્મચર્યથી અપરિપક્વ થયેલાં કર્મોનાં ફળોને ભોગવી તેમને નહીં જેવાં કરી નાખીશ' એવું જો કોઈ કહે, તો તે થવાનું નથી આ સંસારમાં સુખદુઃખો પરિમિત પાલીથી માપી શકાય એ રીતે ઠરાવેલાં છે, અને તે કમીજાસ્તી અથવા વત્તાઓછાં કરાવી શકાય એમ નથી

ઉપરના ફકરામાં અવતરણચિહ્નમાં આપેલી દલીલ જૈનો સામે જ છે, એ ઉઘાડું છે. ગોશાલકનો કટાક્ષ પૂર્વકર્મોને નિયત ગણી, તેથી થતાં સુખદુઃખને પણ અપરિહાર્ય ગણી, તેમાંથી છૂટવાના સર્વ પ્રયત્નોને નિરર્થક ગણી,[1] નવા પુરુષાર્થ તરફ ધ્યાન આપવા તરફ લક્ષ ખેંચવા માટે હોય, એમ બની શકે. ગોશાલકના છ અભિજાતિ તથા આઠ પુરુષભૂમિના સિદ્ધાંતનો બૌદ્ધ ગ્રંથોમાં જે ઉલ્લેખ મળે છે,[2] તે ઉપરથી ગોશાલક નર્યા નિયતિવાદને બદલે "અમુક

---

૧. સરખાવો ગીતા૦ मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदा । आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥

૨. જેમકે, ગોશાલક મનુષ્યમાત્રને છ અભિજાતિઓમાં વહેંચી નાખે છેઃ-

(૧) કૃષ્ણાભિજાતિ — ક્રૂર કાર્ય કરનાર, ખાટકી, પારધી, શિકારી, ચોરટાકુ અને ખૂની વગેરે લોક.

(૨) નીલાભિજાતિ — બૌદ્ધ ભિક્ષુકો.

(૩) લોહિતાભિજાતિ — એક વસ્ત્રધારી નિર્ગ્રંથો (મહાવીરના શિષ્યો.)

(૪) હરિદ્રાભિજાતિ — સ્વચ્છ વસ્ત્રધારી અચેલક (આજીવિક) શ્રાવકો.

(૫) શુક્લાભિજાતિ — આજીવિક સાધુઓ.

(૬) પરમશુક્લાભિજાતિ — નંદવચ્છ, કિસસંકિચ્ચ તથા મંકખલિ ગોશાલ એ આજીવિક આચાર્યો.

આઠ પુરુષભૂમિનું વર્ણન આ પ્રમાણે છેઃ-

(૧) મંદભૂમિકા — જન્મ્યા પછીના જેવી મૂઢ સ્થિતિ.

(૨) ક્રીડાભૂમિકા — સારાસાર, હિતાહિતના વિચાર વિનાની સ્થિતિ.

(૩) પદવીમંસાભૂમિકા — પગ માંડવાની સ્થિતિ.

(૪) ઉજ્જુગતભૂમિકા — પગથી સ્વતંત્ર ચાલવાના સામર્થ્યવાળી સ્થિતિ.

(૫) સેખભૂમિ — શીખવાની, અભ્યાસની સ્થિતિ.

(૬) સમણભૂમિ — ઘરનો ત્યાગ કરી સંન્યાસ લેવાની સ્થિતિ.

(૭) જિનભૂમિ — આચાર્યને સેવી જ્ઞાન મેળવવાનો સમય.

(૮) પન્ન (પ્રાજ્ઞ) ભૂમિ — પ્રાજ્ઞ થયેલો ભિક્ષુ (જિન) જ્યારે કાંઈ પણ નથી બોલતો, તેવી નિર્લોભ શ્રમણની સ્થિતિ.

પ્રકારના આધ્યાત્મિક વિકાસક્રમમાં માનતો હોય એવું સ્પષ્ટ જણાઈ આવે છે.

અલબત્ત, બુદ્ધની પેઠે જ તે પણ માત્ર તપ ઉપર બહુ ઓછો ભાર મૂકતો હશે; મહાવીરની સાથેના સહવાસ દરમાન તેણે મહાવીરને જે ઉદ્દંડ તપ સાધના જોયા, તેની આવશ્યકતા–અનાવશ્યકતા વિષે તેના મનમાં જરૂર ગડભાંજ ઉત્પન્ન થઈ હશે; અને બુદ્ધ જેમ મહાવીરની પેઠે ઉપવાસાદિ ઘોર તપ સાધ્યા બાદ દેહદંડના માર્ગમાંથી મુક્તિનો માર્ગ ન મળતાં 'તેમાં આર્યપ્રજ્ઞા' નથી એમ કહી તેમાંથી પાછા ફર્યા, અને પોતાની સાથે રહેતા પચભિક્ષુઓનો વિશ્વાસ તથા આદર ગુમાવી બેઠા, તેમજ ગોશાલક પણ મહાવીરના તીવ્ર દેહદંડના માર્ગમાંથી પાછો ફરી, મહાવીરનો આદર ગુમાવી બેઠો હોય, એમ બનવામાં કશું અશક્ય જેવું નથી.

સંયુક્ત નિકાયમાં (૨. ૩–૧૦) સહલી નામનો દેવપુત્ર બુદ્ધને ગોશાલક સંબંધી એક ગાથા કહે છેઃ–

'તપને પસંદ નહિ કરનાર — નહિ સેવનાર : સંયમી; કલહરૂપ વાચાને છોડનાર : સમભાવી; પાપયુક્ત — નિંદનીય કામથી દૂર રહેનાર : સત્યવાદી — (ગોશાલક) ખરેખર એવું પાપ સેવતો નથી.'

મહાવીર સાથે ગોશાલકને કઈ કઈ બાબતોમાં મતભેદ હતો તે વિષે સૂત્રકૃતાંગ (૨–૬)માં એક રસિક સંવાદ ગોશાલક અને મહાવીરભક્ત આર્દ્રક વચ્ચે નોંધાયેલો છે. ગોશાલક મહાવીર ઉપર ત્રણ આક્ષેપ કરે છે : ૧. પહેલાં તે એકાંતમાં એકલો વિચરનાર શ્રમણ હતો; હવે તે અનેક ભિક્ષુઓને એકઠા કરી ધર્મોપદેશ આપવા નીકળ્યો છે. આમ તે અસ્થિર માણસે પોતાની આજીવિકા ઊભી કરી છે. ૨. ઠંડું પાણી પીવાની બાબતમાં, બીજ વગેરે ધાન્ય ખાવાની બાબતમાં, પોતાને માટે તૈયાર થયેલો આહાર ખાવાની બાબતમાં, તેમ જ સ્ત્રીઓના સહવાસની બાબતમાં તેણે વધારે પડતું કડક વલણ

અખત્યાર કર્યું છે. ૩. ધર્મશાળાઓમાં કે ઉદ્યાનગૃહોમાં ઘણા ચતુર તથા નાનામોટા તાર્કિક લોકો હશે એમ માની તે શ્રમણ ત્યાં રહેવા જતો નથી. તેને બીક લાગે છે કે, કદાચ તે બધા મેધાવી, શિક્ષિત, બુદ્ધિમાન તથા સૂત્ર અને તેમના અર્થનો નિર્ણય જાણનારા ભિક્ષુઓ કોઈ પ્રશ્નો પૂછે, તો શો જવાબ દઈએ?

આ ત્રણમાંથી બીજા આક્ષેપમાં સ્ત્રીઓના સહવાસનો જે પ્રશ્ન છે, તે બાબત થોડો વધારે વિચાર કરવાનો રહે છે. ગોશાલકે હાલાહલા કુંભારણને ત્યાં વાસો સમય રહીને પોતાની સાધના પૂરી કરી હતી, એ વાત આગળ આવી ગઈ છે. મહાવીરના સિદ્ધાંત પ્રમાણે એક ઠેકાણે લાંબો સમય સ્થિર રહેવું અને તે પણ સ્ત્રીના સહવાસમાં — એ વસ્તુ કોઈ પણ રીતે ક્ષમ્ય નથી. મજ્ઝિમનિકાયમાં જણાવ્યું છે કે, જે સ્ત્રીઓના પુત્રો મરી જાય છે, તેમના પુત્ર જેવા થઈને આજીવિકો રહે છે. ગોશાલકની વિચારસરણી એ બાબતમાં કાંઈક વેદાંતવાદી જેવી હતી. મહાવીર કર્મબદ્ધ અને કર્મમુક્ત એવી બે જ અવસ્થાઓ સ્વીકારે છે, ત્યારે ગોશાલક બદ્ધ, 'ન બદ્ધ અને ન મુક્ત,' તથા મુક્ત એવી ત્રણ અવસ્થાઓ સ્વીકારે છે. સંસારી જીવો તે 'બદ્ધ;' મહાવીર જેવા ત્યાગ કરનારા પણ હજુ મુક્તિથી દૂર એવા લોકો તે 'ન-બદ્ધ અને ન-મુક્ત,' અને પોતાના (ગોશાલકના) જેવા કર્મના લેપથી કાયમને માટે મુક્ત થયેલા તે 'મુક્ત'. એવો મુક્ત પુરુષ સ્ત્રીઓનો સહવાસ કરે તો પણ તેને કશો ભય હોય નહીં. આવી દલીલની ઓથે સેવાતા થાગેલા અનાચારનો નિરોધ કરીને જ મહાવીરે પાંચમું બ્રહ્મચર્ય વ્રત, પાર્શ્વનાથના ચાર વ્રત (ચાતુર્યામ)માં દાખલ કર્યું હશે, તથા સ્ત્રીઓના સહવાસને સત્તર વખોડી કાઢ્યો હશે.

સૂત્રકૃતાંગમાં (૧-૪) જણાવ્યું છે : 'માતાપિતા વગેરે કુટુંબી એનો તથા કામભોગોનો ત્યાગ કરી, પોતાના કલ્યાણ માટે તત્પર બની, નિર્જનસ્થાનમાં જ રહેવાનો સંકલ્પ કરનાર ભિક્ષુને, ભિક્ષા

તથા ઉપદેશાદિ પ્રસંગે સારી–નરસી અનેક સ્ત્રીઓના પ્રસંગમાં આવવાનું થાય છે. તે વખતે પ્રમાદથી અથવા તો પોતામાં રહેલી વાસનાને કારણે, તે પ્રસંગને વધવા દેનાર ભિક્ષુનું શીઘ્ર અધ:પતન થાય છે. અગ્નિ પાસે મૂકેલો લાખનો ઘડો જેમ ઓગળી જઈ નાશ પામે છે, તેમ તેમના સહવાસથી તે વિદ્વાન ભિક્ષુ પોતાનાં સમાધિયોગથી ભ્રષ્ટ થઈ, નાશ પામે છે. માટે પ્રથમથી જ ભિક્ષુએ સ્ત્રીઓ સાથેના પ્રસંગનો ત્યાગ કરવો. ભલે ને પુત્રી હોય, પુત્રવધૂ હોય, પ્રૌઢા હોય, કે નાની કુમારી હોય, તો પણ તેણે તેનો સંસર્ગ ન કરવો. તથા કોઈ પણ કારણે તેમના નિકટ પ્રસંગમાં અવાય તેવી રીતે, તેમના ઓરડાઓમાં કે ઘરોમાં એકલા ન જવું. કારણ, સ્ત્રીસંગ કરી ચૂકેલા તથા સ્ત્રીચરિત્રના અનુભવી બુદ્ધિશાળી પુરુષો પણ સ્ત્રીઓનો સંસર્ગ રાખવાથી થોડા જ વખતમાં ભ્રષ્ટ થઈ, દુરાચારીઓની કોટીના બની જાય છે.'

ઉત્તરાધ્યયનસૂત્રમાં (૩૨–૧૬) જણાવ્યું છે કે, "ભલે ને મન–વાણી–અને કાયાનું બરાબર રક્ષણ કરતા હોય, તથા સ્વરૂપવાન અને અલંકૃત દેવીઓ પણ જેમને ક્ષોભ પમાડવાને શક્તિમાન ન હોય; પરંતુ તેવા મુનિઓએ પણ, અત્યંત હિતકર જાણી, સ્ત્રી વગેરેથી રહિત એવો એકાંતવાસ જ સ્વીકારવો."

આ પ્રમાણે નિયતિવાદનો ભળતો અર્થ, અને સ્ત્રીસહવાસની જોખમકારક છૂટ એ બે વાતોને કારણે ઊભા થયેલા અનાચારોથી ગોશાલક તથા તેનો આજીવિક સંપ્રદાય તે જમાનામાં મહાવીર–બુદ્ધ જેવા સંત લોકોને હાથે તિરસ્કાર પામ્યો હોય, એમ લાગે છે.

અંગુત્તરનિકાયના મક્ખલિવર્ગમાં બુદ્ધ કહે છે: "હે ભિક્ષુઓ! આ અવનિ ઉપર મિથ્યાદૃષ્ટિ જેવો બીજો કોઈ અહિતકર પાપી નથી. મિથ્યાદૃષ્ટિ એ સર્વ પાપીઓમાં શિરોમણિ છે; કારણ કે, તે સદ્ધર્મથી વિમુખ રાખે છે. હે ભિક્ષુઓ! આવા મિથ્યાદૃષ્ટિ જીવો ઘણા છે; પણ મોઘપુરુષ ગોશાલક જેવું અન્યનું અહિત કરનાર હું

બીજા કોઈને જોતા નથી સમુદ્રમાની જાળ જેવી રીતે અનેક માછલીઓ માટે દુખ દેવી અહિતકર અને ઘાતક નીવડે છે, તેવી રીતે આ સંસારસાગરમા મોઘપુરુષ ગોશાલક અનેક જીવોને ભ્રમમા નાખીને દુખ દેની અને અહિતકર નીવડે છે

"હે ભિક્ષુઓ ! જેવી રીતે વસ્ત્રોની અંદર વાળનો કામળો નિકૃષ્ટતમ છે, કારણ કે તે ગરમીમા ગરમ થઈ જાય છે, શરદીમા ઠંડો થઈ જાય છે તેનો રંગ પણ સારો લાગતો નથી, તે સડેનાઈથી હાથમા પણ રહેતો નથી તેવી રીતે મક્ખલિ ગોશાલનો વાદ પણ બધા શ્રમણવાદોમા નિકૃષ્ટતમ છે '

મજ્ઝિમનિકાયમા બુદ્ધનો શિષ્ય આનંદ એક પરિવ્રાજકને કહે છે 'ભગવાન બુદ્ધ ચાર પ્રકારના આચાર્યોને અબ્રહ્મચર્યવાસ સેવનારા, તથા બીજા ચાર પ્રકારનાને અનાશ્વાસિક (અસંતોષકારક) બ્રહ્મચર્ય સેવનારા કહ્યા છે' આ ટીકણે પ્રથમના ચારમા ગોશાલકનુ નામ છે, તથા બાકીના ચારમા મહાવીરનુ સ્થાન છે

### ૩ મહાવીર અને ગોશાલની મુલાકાત

મહાવીરે ૩૦ વર્ષની ઉમરે ગૃહત્યાગ કરીને દીક્ષા લીધી બે વર્ષ બાદ રાજગૃહ નજીક નાલંદામા તેમની ગોશાલક સાથે પ્રથમ મુલાકાત થઈ તે જ વરસમા પાછળથી ગોશાલક મહાવીરનો શિષ્ય થયો અને એ બને ભિક્ષુઓ પછી (ભગવતીસૂત્રમા જણાવ્યા પ્રમાણે) ૭ વર્ષ પણિ ભૂમિમાં સાથે રહ્યા ત્યાર પછી થોડે સમયે તે બને વચ્ચે કાઈક સૈદ્ધાંતિક મતભેદ ઉત્પન્ન થયો, અને તેઓ સિદ્ધાર્થગ્રામ આગળથી છૂટા પડ્યા ત્યાર બાદ તેઓ ઘણા વર્ષ પછીની તેમની શ્રાવસ્તીની છેલ્લી મુલાકાત સુધી ભેગા મળ્યા નથી

મહાવીરથી જુદા પડ્યા બાદ ગોશાલક શ્રાવસ્તી ગયો ત્યા હાલાહલા કુભારણને ત્યા ૭ મહિના તીવ્ર તપશ્ચર્યા સાધીને તેણે પોતે જિન થયાનું જાહેર કર્યું એ જિનપણામા તેણે ૧૬ વર્ષ પસાર કર્યાં. ત્યારબાદ મહાવીર પણ શ્રાવસ્તીમા આવ્યા અને તે બે વચ્ચે

તેમની આખરી મુલાકાત થઈ, જે સાત દિવસ બાદ ગોશાલકના મૃત્યુનું કારણ થઈ. મૃત્યુ સમયે ગોશાલક પોતાના ભિક્ષુજીવનના ૨૪મા વર્ષમા હતો અર્થાત્ પણિયભૂમિમા ગાળેલાં છ વર્ષ અને જિનપણાના ૧૬ વર્ષની વચ્ચે બે વર્ષ પસાર થયાં હોવા જોઈએ. (૬+૨+૧૬= ૨૪.) ગોશાલકના મૃત્યુ પછી મહાવીર વધુ ૧૬ વર્ષ જીવ્યા. આમ મહાવીરના આયુષ્યના ૭૨ વર્ષ માટે નીચેના સમયો નક્કી કરી શકીએ.—

| | |
|---|---|
| મહાવીરે ઘર ત્યાગ્યુ | ૩૦ વર્ષ |
| મહાવીર ગોશાલને મળ્યા | ૨ વર્ષ |
| મહાવીર ગોશાલ સાથે રહ્યા | ૬ વર્ષ |
| ગોશાલ જિનપણુ મેળવતા પહેલાં એકલો રહ્યો | ૨ વર્ષ |
| ગોશાલ જિન તરીકે જીવ્યો | ૧૬ વર્ષ |
| મહાવીર ગોશાલ પછી જીવ્યા | ૧૬ વર્ષ |
| | ૭૨ વર્ષ |

આ બધુ કલ્પસૂત્રમાં જણાવેલા સમયને મળતુ આવે છે:—

| | |
|---|---|
| મહાવીર ગૃહસ્થ તરીકે જીવ્યા | ૩૦ વર્ષ |
| મહાવીર છદ્મસ્થ (જિન થવાં પહેલાં સાધક ભિક્ષુ) તરીકે જીવ્યા | ૧૨ વર્ષ |
| મહાવીર કેવળી જિન તરીકે જીવ્યા | ૩૦ વર્ષ |
| | ૭૨ વર્ષ |

૭૨ વર્ષના આયુષ્યમાં મહાવીરે ૪૨ વર્ષ ભિક્ષુજીવન ગુજાર્યું; ૧૨ વર્ષ છદ્મસ્થ તરીકે અને ૩૦ કેવળી તરીકે. તેમજ ગોશાલકે પોતાના ૨૪ વર્ષના ભિક્ષુજીવનમાં આઠ વર્ષ છદ્મસ્થ તરીકે ગુજાર્યા

અને ૧૬ વર્ષ જિન તરીકે. છદ્મસ્થ તરીકેના આઠ વર્ષમાંથી ૭ વર્ષ ગોશાલક મહાવીરની સાથે રહ્યો, અને એ વર્ષ એકલો રહ્યો.

ગોશાલકથી છૂટા પડ્યા બાદ મહાવીર ૪ વર્ષ વધુ છદ્મસ્થ તરીકે રહ્યા. ગોશાલકે મહાવીરથી છૂટા પડ્યા બાદ બે વર્ષમાં જ જિનપણું ધારણ કર્યું. અર્થાત્ મહાવીરથી બે વર્ષ પહેલાં તેણે પોતાનું જિનપણું જાહેર કર્યું. છૂટા પડ્યા બાદ શ્રાવસ્તીમાં જ્યારે તે બંને પહેલીવાર અને છેલ્લીવાર ભેગા થયા ત્યારે મહાવીરને જિન-પણું ધારણ કર્યે ૧૪ વર્ષ થયાં હતાં, અને ગોશાલકને ૧૬ વર્ષ. અને આ મુલાકાત મહાવીરના ૫૬મા વર્ષમાં (૩૦+૧૨+૧૪=૫૬) આવે.

કલ્પસૂત્ર ચોખ્ખું જણાવે છે કે, મહાવીરે શ્રાવસ્તીમાં એક જ ચાતુર્માસ કર્યો છે. અર્થાત ગોશાલક શ્રાવસ્તીમા જ પોતાનું મથક બનાવીને રહ્યો હોય તે દરમ્યાન મહાવીર તે તરફ વર્ષો સુધી ગયા જ નથી.

### ૪. મહાવીર-ગોશાલકની અંતિમ મુલાકાત

મહાવીર શ્રાવસ્તીમાં આવ્યા ત્યારે, ગોશાલકની જિન, કેવલી અર્હંત, સર્વજ્ઞ આદિ તરીકેની ખ્યાતિ સાંભળી, તેમણે જાહેર કરવા માંડ્યું કે, એ તો ભિક્ષુક જાતિનો — તથા હલકા કુળનો છે; મારી પાસેથી તેજોલેશ્યા પ્રાપ્ત કરવાનો વિધિ શીખીને તેણે તે જરૂર પ્રાપ્ત કરી છે; તથા છ દિશાચર મુનિઓ પાસેથી અષ્ટાંગ મહાનિમિત્તનું જ્ઞાન મેળવ્યું હોવાથી, લાભ–અલાભ, સુખ–દુ:ખ, અને જીવિત–મરણ એ છ બાબતોના સાચા ઉત્તર પણ જરૂર આપે છે; પરંતુ તે પોતે જિન તો નથી જ થયો. એટલે તે પોતાને જિન તરીકે ઓળખાવે તે ખોટું છે.

ગોશાલકે ગામમાં ભિક્ષા માગવા આવેલા મહાવીરના શિષ્ય આનંદમુનિને બોલાવીને જણાવ્યું, 'હે આનંદ! તારા ધર્માચાર્ય ને ધર્મોપદેશક શ્રમણ જ્ઞાતપુત્રે ઉદાર અવસ્થા પ્રાપ્ત કરી છે, અને દેવ-મનુષ્યાદિમાં તેમની કીર્તિ અને પ્રશંસા થયેલી છે, પણ જો તે

મારી બદગોઈ કર્યા કરી મને છંછેડશે, તો મારા તપના તેજ વડે હું તેમને બાળીને ભસ્મ કરીશ. માટે જઈને તું તારા ધર્માચાર્યને એ પ્રમાણે કહે.'

આ સાંભળી ભય પામી આનંદ ઝટપટ પોતાને ઉતારે પાછા ગયા અને ત્યાં મહાવીરને એ બધી વાત કહી; તથા ગોશાલક તેમને બાળી શકે કે કેમ તે પૂછ્યું. મહાવીરે જવાબ આપ્યો કે, 'ગોશાલક પોતાના તપના તેજ વડે ગમે તેને એક ઘાએ પાષાણમય મારણ-મહાયંત્રના આઘાતની પેઠે જનની ભસ્મરાશિ કરવાને સમર્થ છે; પરંતુ મને બાળી ભસ્મ કરવા સમર્થ નથી, અલબત્ત તે મને પરિતાપ કે દુઃખ ઉત્પન્ન કરવા સમર્થ છે. ગોશાલકનું જેટલું તપસ્તેજ છે, તેનાથી અનગાર ભગવંતનું (સાધુનું) અનંતગણું વિશિષ્ટ તપસ્તેજ છે; કારણ કે, અનગાર ભગવંત ક્ષમા (ક્રોધનો નિગ્રહ) કરવામાં સમર્થ છે.' તો પણ મહાવીરે આનંદ મુનિ દ્વારા જ પોતાના સર્વ સાધુઓને તાકીદ આપી કે, ગોશાલક સાથે કોઈ પણ બાબતમાં વાદવિવાદમાં ન ઊતરવું; તેમ જ તેના સંપ્રદાયની વિરુદ્ધમાં કાંઈ કહેવું-કરવું નહીં.

પરંતુ, હવે મોડું થઈ ગયું હતું; કારણ કે, હજુ તો આનંદ આવીને બધા સાધુઓને આ સંદેશો કહે છે, તેટલામાં તો ગોશાલક શિષ્યપરિવાર સાથે વીંટળાઈને મહાવીર હતા ત્યાં આવી પહોંચ્યો, અને મહાવીરને કહેવા લાગ્યો, "હે આયુષ્માન કાશ્યપગોત્રીય! 'મંખલિપુત્ર ગોશાલક મારો ધર્મસંબંધી શિષ્ય છે' એમ તમે જે કહો છો, તે ઠીક છે; પરંતુ તે વાતને તો સાતસાત ભવ વીતી ગયા છે. મેં તો હવે અતિ ઉત્તમ રહસ્ય પ્રાપ્ત કર્યું છે; અને તે રહસ્ય અનુસાર જે વર્તે છે, તે અવશ્ય મોક્ષ પામે છે."

આ સાંભળી ટપાટપીના ભારમાં આવી જઈ ભગવાન મહાવીરે કહ્યું, 'હે ગોશાલક, જેમ ગામના લોકથી ભાગતો કોઈ ચોર કોઈ ખાડો ગુફા કે આડ ન મળવાથી એક મોટા ઊનના તાંતણાથી, કપાસના

તાંતણાથી અને તણના અગ્રભાગથી પોતાને ઢાંકવા પ્રયત્ન કરે. અને પોતે નહીં ઢંકાયેલો છતાં પોતાને ઢંકાયેલ માને. તેમ તું અન્ય નહીં છતાં પોતાને અન્ય દેખાડે છે. એમ કરવું તને યોગ્ય નથી. પરંતુ તારી એ જ પ્રકૃતિ છે, બીજી નથી.'

આ સાંભળી ગોશાલક વધુ ગુસ્સે થયો તે બોલ્યો. 'તું આજે નષ્ટ, વિનષ્ટ અને ભ્રષ્ટ થયો લાગે છે; તું આજે હતો નહતો થઈ જવાનો છે. તને મારાથી સુખ થવાનું નથી.'

આ સાંભળી પૂર્વ દેશમાં ઉત્પન્ન થયેલા ભગવાનના શિષ્ય સર્વાનુભૂતિ નામના સાધુ ગોશાલકને વારવા લાગ્યા, 'હે ગોશાલક! કોઈ શ્રમણબ્રાહ્મણ પાસે એક પણ આર્ય વચન સાંભળ્યું હોય, તો પણ તેને વંદન અને નમસ્કાર કરવા ઘટે છે; તો ભગવાને તો તને દીક્ષા આપી છે, શિક્ષિત કર્યો છે, અને બહુશ્રુત કર્યો છે; છતાં તે ભગવાન પ્રત્યે જે અનાર્યપણું તેં આદર્યું છે, તે યોગ્ય નથી. પરંતુ તારી એ જ પ્રકૃતિ છે, બીજી નથી.'

આ સાંભળી ગોશાલકે ગુસ્સે થઈ પોતાના તપના તેજથી તેમને એક જ પ્રહાર વડે બાળીને ભસ્મ કરી નાખ્યા તે જ પ્રમાણે તેને સમજાવવા આવેલા ભગવાનના બીજા શિષ્ય અયોધ્યાવાસી સુનક્ષત્રને પણ તેણે દઝાડીને મરણશરણ કર્યા. ત્યારે ભગવાન મહાવીરે પણ ગોશાલકને તે જ પ્રમાણે કહ્યું. એટલે ગોશાલકે અત્યંત ગુસ્સે થઈ, સાત આઠ ડગલાં પાછા ખસી, ભગવાનના વધ માટે શરીરમાંથી તેજોલેશ્યા કાઢી. પણ જેમ કોઈ વંટોળિયો પર્વત-ભીંત-કે સ્તૂપને કાંઈ કરી શકતો નથી, તેમ તે તેજોલેશ્યા ભગવાન વિષે સમર્થ થતી નથી. પણ ગમનાગમન કરે છે, પ્રદક્ષિણા કરે છે; અને ઊંચે આકાશમાં ઊછળી, ત્યાંથી સ્ખલિત થઈ, મંખલિપુત્ર ગોશાલકના શરીરને બાળતી બાળતી તેના શરીરમાં જ પેસી જાય છે. ત્યારે ગોશાલકે કહ્યું, 'હે કાશ્યપ! મારી તપોજન્ય તેજોલેશ્યાથી પરાભવને પ્રાપ્ત થઈ, તું છ માસને અંતે પિત્તજ્વરના દાહની

પીડાથી છદ્મસ્થ અવસ્થામાં જ (એટલે કે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી જિન બન્યા વિના જ) મરણ પામીશ.'

ત્યારે ભગવાને તેને કહ્યું, 'હે ગોશાલક, હું તારી તપોજન્ય તેજોલેશ્યાથી પરાભવ પામી છ માસને અંતે મૃત્યુ પામવાનો નથી, પણ બીજાં ૧૬ વર્ષ સુધી જિન તીર્થંકરપણે વિચરીશ; પણ તું પોતે જ તારા તેજથી પરાભવ પામી, સાત રાત્રીને અંતે પિત્તજ્વરથી પીડિત શરીરવાળો થઈને છદ્મસ્થાવસ્થામાં જ મરીશ.'

આમ જીવલેણ કજિયો-કંકાસ કરી બેઠેલા આ સમર્થ પુરુષોએ અરસપરસ દીધેલા શાપની વાત હવે શ્રાવસ્તી નગરીમાં ઘેરઘેર વાતનો વિષય બની જાય છે; અને બધા તે તે શાપોના અવધિની ઉત્સુકતાથી રાહ જુએ છે.

જૈન કથા કહે છે કે, ગોશાલક તો ત્યારબાદ તરત જ "દિશાઓ તરફ લાંબી દૃષ્ટિથી જોતો, ઉષ્ણ નિસાસા નાખતો, દાઢીના વાળ ખેંચતો, ડોકને પાછળથી ખજવાળતો, ઢગડા ઉપર હાથ વડે ફડાકા બોલાવતો, હાથ હલાવતો તથા બને પગ જમીન ઉપર પછાડતો 'હા, હા, હું હણાયો!' એમ વિચારી કુંભારણના હાટમા પાછો આવ્યો; અને ઉપડેલા દાહની શાંતિ માટે હાથમાં કેરીનો ગોટલો રાખી, મદ્યપાન કરતો, માટીના વાસણમાંથી માટીવાળા ઠંડા પાણી વડે શરીરને સિંચતો વિહરવા લાગ્યો."

બીજી બાજુ મહાવીરે પણ પોતાના સાધુઓને છૂટ આપી દીધી કે, હે આર્યો! હવે તમે ખુશીથી ગોશાલકની સામે તેના મતથી પ્રતિકૂલપણે વિસ્મૃત અર્થનું તેને સ્મરણ કરાવો; અને ધર્મ સંબંધી તેનો તિરસ્કાર કરો; તથા અર્થ—હેતુ-પ્રશ્ન-ઉત્તર-અને કારણ વડે પૂછેલા પ્રશ્નનો ઉત્તર ન આપી શકે તેમ તેને નિરુત્તર કરો. ગોશાલક આથી વધુ ગુસ્સે થયો તથા ચિડાયો; પરંતુ હવે તે નષ્ટતેજ થયો હોવાથી તે સાધુઓને કાંઈ ઈજા ન કરી શક્યો. આથી કેટલાય આજીવિક સ્થવિરો ગોશાલકનો ત્યાગ કરી શ્રમણ ભગવાનને આશરે આ

પછી ભગવાને પોતાના નિર્ગ્રંથોને બોલાવીને કહ્યું કે, "ગોશાલકે મારો વધ કરવા જે તેજોલેશ્યા કાઢી હતી, તે અંગ-વંગ-મગધ-મલય-માલવ-અચ્છ-વત્સ-કૌત્સ-પાટ-લાટ-વજ્જ-મૌલી-કાશી-કોશલ-અબાધ અને સમ્બુક્તર એ સોળ દેશોનો ઘાત કરવા માટે, વધ કરવા માટે, અને ભસ્મ કરવા માટે સમર્થ હતી.

"વળી હે આર્યો! ગોશાલક અત્યારે નીચેની આઠ છેક છેલ્લી —ચરમ વસ્તુઓનો સિદ્ધાંત પ્રતિપાદિત કરે છે કે, એ આઠ વસ્તુઓ ફરી દુનિયામાં બનવાની નથી: પોતે કરે છે તે છેલ્લું – ચરમ મદ્યપાન; પોતે કરે છે તે છેલ્લું –ચરમગાન; પોતે કરે છે તે છેલ્લું –ચરમ નાટ્ય; પોતે (હાલાહલા કુંભારણને) કરે છે તે છેલ્લું –ચરમ અંજલિકર્મ; હાલમાં થયેલી અનાવૃષ્ટિ રૂપ ચરમ પુષ્કલસંવર્ત મહામેઘ; વૈશાલીના યુદ્ધમાં માર્યો ગયેલા હલ્લવેહલ્લના હાથીરૂપ ચરમ સેચનક ગંધહસ્તી; વૈશાલીના યુદ્ધ દરમ્યાન થયેલો ચરમ મહાશિલાકંટક મહાસંગ્રામ; અને આ અવસર્પિણીના ચોવીસ તીર્થંકરોમાં છેક છેલ્લો–ચરમ તીર્થંકર (ગોશાલક પોતે).

"વળી તે ચાર પાનક અને ચાર અપાનકનો સિદ્ધાંત આ પ્રમાણે પ્રતિપાદિત કરે છે: ચાર પાનક—પીણાં—તે આ પ્રમાણે: ગાયના પૃષ્ઠથી પડેલું (મૂતર?); હાથથી મસળેલું (કુંભાર ઘડો બનાવતાં જે પાણીમાં હાથ બોળી ઘડાને લીસો કરે છે તે); સૂર્યના તાપથી તપેલું; અને શિલાથી પડેલું. ચાર અપાનક એટલે કે પીવા માટે નહીં પણ દાહ શમાવવા સારુ સ્પર્શાદિ માટે વાપરવાની શીતલ વસ્તુઓ — તે આ પ્રમાણે: પાણીથી ભીનાં વાસણ તે સ્થાલપાણી; કેરી, બોર વગેરે મોં વડે ચાવે પણ તેનો રસ ન પીએ તે ત્વચા પાણી; તેવું જ શીંગોનું પાણી; અને ચોથું શુદ્ધ પાણી — તેની વ્યાખ્યા આ પ્રમાણે છે: છ માસ સુધી શુદ્ધ ખાદિમ (મેવો વગેરે) આહાર જ ખાય; તેમાં બે માસ સુધી ભૂમિશય્યા કરે; બે માસ સુધી લાકડાની પથારી કરે; તથા બે માસ સુધી દાભની પથારી

કરે પછી છ માસની છેલ્લી રાત્રીએ મહા સદ્ધિવાળા માણિભદ્ર અને પૂર્ણભદ્ર એ બે દેવ પ્રગટ થાય તેઓ શીતળ અને ભીના હાથ વડે આપણા શરીરને સ્પર્શ કરે તેનુ જો અનુમોદન કરીએ તો તે આશીવિરૂપ નીવડે અને ન કરીએ તો પોતાના શરીરમા અગ્નિ ઉત્પન્ન થાય અને પોતાના તેજ વડે શરીરને બાળી નાખે પછી તે મનુષ્ય બુદ્ધ અને મુક્ત થાય પરતુ હે આર્યો ! ગોશાનકની એ બધી વાતો ખોટી છે, અને માત્ર પોતાના દોષ ઢાકવા તેણે ઉપજાવી કાઢી છે '

જૈન કથા કહે છે કે સાત રાત પૂરી થતા, ગોશાનક પોતે મહાવીરના કરેના દ્રોહ બદલ, તથા પોતે જિન ન હોવા છતા પોતાને બહાર જિન તરીકે ઓળખાવ્યા બદલ પસ્તાવો કરતો મરણ પામ્યો

બીજી બાજુ ભગવાન મહાવીર શ્રાવસ્તીથી નીકળી મેઢિક ગામની બહાર આવેલા સાણકોટ્ઠક નામે ચૈત્યમા આવીને ઊતર્યા ત્યા મહાવીરને મહાન પીડાકારી પિત્તજ્વરનો દાહ ઊપડ્યો અને તેમને લોહીના ઝાડા થવા લાગ્યા એટલે લોકોને ખાતરી થવા લાગી કે હવે ગોશાનકના કહ્યા પ્રમાણે મહાવીર મૃત્યુ પામશે તે જ અરસામા (તેમનો જમાઈ) જમાલિ પણ પોતાના મોટી સખ્યાના અનુયાયી . ઓને લઈને મહાવીરથી છૂટો પડ્યો અને ચારે તરફ એવી વાત જ ફેલાઈ ગઈ કે, મહાવીર મુઆ અને તેમનો સઘ વેરણછેરણ થઈ ગયો

તે સમયે ભગવાનનો શિષ્ય સિંહ નામે સાધુ થોડે દૂર હાથ ઊંચો રાખી છ ટકના નિરતર ઉપવાસરૂપી તપ કરતો હતો લોકોમા ચાલતી આ બધી વાતો સાભળી તેને બહુ ઓછુ આવ્યુ, અને તેણે રુદન કરવા માડ્યુ ભગવાન મહાવીરે એ વસ્તુ દૂરથી જાણી લઈ તેને પોતાની પાસે બોલાવી મગાવ્યો, અને તેને આશ્વાસન આપતા જણાવ્યુ કે, ' હુ હમણા કાઈ મરણ પામવાનો નથી હજુ તો હુ બીજા ૧૬ વર્ષ જીવવાનો છુ માટે તુ મેઢિક

નગરમાં રેવતી નામે ગૃહપત્ની છે તેને ત્યાં જા. તેણે મારે માટે રાધીને ભોજન તૈયાર કરેલું છે તેને કહેજે કે, મારે તે ભોજનનું કામ નથી, પરંતુ તેણે પોતાને માટે જે ભોજન તૈયાર કરેલું છે, તે મારે માટે લઈ આવ."

આ સાંભળી સિંહ રેવતીને ઘેર ગયો, અને મહાવીરના કહ્યા મુજબ તેની પાસે ભિક્ષા માગી. ભોજન વિષેની પોતે જ જાણતી વાત આમ દૂરથી જાણી લેનારા મહાવીર પ્રત્યે રેવતીને બહુ ભાવ ઉત્પન્ન થયો, અને તેણે ખુશીથી મહાવીરે મંગાવેલી ભિક્ષા આપી. પછી મહાવીર ભગવાને તે ભિક્ષાને આસક્તિરહિતપણે તથા સાપ દરમાં પેસે તેમ (મોમાં સ્વાદ માટે મમળાવ્યા વિના) શરીરરૂપી કોઠામાં નાખી. પછી તેમનો તે પીડાકારી રોગ તરત શાંત થયો, અને દેવ-મનુષ્યાદિ સમગ્ર વિશ્વ અત્યંત સંતુષ્ટ થયું.

શિક્ષાવ્રત ૧૩, ૧૬ ઇ૦, ૨૧, ૩૨ ૯૫ ૧૦૪, ૧૧૨ ૧૧૩
શિવનંદા ૬ ઇ૦, ૩૨, ૩૩
શીલ ૫૨ ૬૩, –વ્રત ૮૪, ૧૦૦, ૧૦૮
શ્યામા ૬૦
શ્રમણોપાસકનો ધર્મ ૨૨, ૩૩, ૪૫, ૧૦૮, ૧૦૯, ૧૧૪
શ્રાવકધર્મ ૨૨, ૩૩, ૪૯, ૬૨, ૬૮, ૭૪, ૭૯ ૯૫, ૧૦૨
શ્રાવસ્તી ૧૦૭, ૧૦૮

સદ્દાલપુત્ત ૮૫ ઇ૦
સમચતુરસ્ર સ્થાન ૪૧
સમ્યક્ત્વ ૨૨, –ના પાંચ અતિચાર ૨૩
સહસ્રામ્રવણ ૭૬, ૮૭, ૬૩
સંલેખના વ્રત ૩૯ (જુઓ અપશ્ચિમ મારણાંતિક૦)
સંસ્થાન ૪૧
સંહનન ૪૧
સાપ (રૂપ) ૫૪
સામાનિક દેવ ૪૫
સામાયિક –પ્રતિમા ૩૬; –વ્રત ૨૦, –ના અતિચાર ૨૮
સાલિહીપિયા ૧૦૮
સુધર્મા ૩ ૪, ૪૬, ૬૦
સુરાદેવ ૬૬
સૌધર્મકલ્પ ૩૩, ૪૦, ૪૪, ૪૬, ૫૮, ૬૫, ૭૦, ૭૬, ૮૪ ૧૦૭ ૧૦૯, ૧૧૭
સ્વદારસંતોષ વ્રત ૧૫, –ના અતિચાર ૨૫

હાથી (રૂપ) ૫૩
હિંસાત્યાગ વ્રત ૧૪, –ના અતિચાર ૨૪
હિંસપ્રદાન ૨૦

